स्वर्गारोहिणी.

# ભારતમાંનો કથા ભાગ.

બનાવનાર

વ્યાસજી વલ્લભરામ સુરજરામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર લલ્લુભાઈ અમુલખદાસ.

આ આવૃત્તિમાં કંઈ સુધારો વધારો કર્યો છે.



અમદાવાદ.

માણેકચોક સાકળબજારમાં શ્રી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

પટેલ ભીખાભાઈ છગનલાલે છાપી.

પ્રત ૧૦૦૦

આવૃત્તિ ૨ ૭ સંવત ૧૯૬૭ સને ૧૯૧૧

કીમત ૦-૮-૦

# સ્વર્ગારોહિણી.

## કડવું ૧ લું.

ધનાસરીની ચાલ.

પ્રથમ પેહેલા પાયે નમીયે, ઉમીયા પુત્ર ગણેશ; શંકર કેરા નંદન એ છે, કૃપાળુ હમેશ. ॥૧॥ બીજાં સમરૂં સરસ્વતીને, જીભ્યાયે વસો માત, ત્રીજા સકળ દેવને નમું, પરશ્વમેર પ્રખ્યાત. ॥૨॥ ભારથવિશે મોક્ષ કથા, સ્વર્ગારોહણી પર્વ; સુણતાં પાપી પાપથી છુટે, ટળે અભીમાન ગર્વ. ॥૩॥ હીમાળે પાંન્ડવ પરવરીયા, એજ કથા પવીત્ર; ભકતજનોને સાંભળ વાનું, દાસદાતાનું ચરીત્ર. ॥૪॥ કૌરવ સાથે કુંન્તી સુતે, યુધ્ધ કરી રાજ લીધું; ઘણાક જીવોનો ક્ષય થયોને, કુળનીકંદન કીધું ॥૫॥ એવા લોકીક અપવાદ બેઠા, પાન્ડવોને શીશ; તેથી અશ્વમેધ કીધો, સાથે શ્રી યુગધીશ. ॥૬॥ તે પછી પ્રભુ દ્વારીકા ગયા, ત્યાં થઇ જાદવાસ્થળી, પછી પ્રભુ વૈકુંઠ પધાર્યા, અરજુન આવ્યા મળી. ॥૭॥ ઉદ્વેગથી હસ્તીનાપુરમાં, આવ્યા ધરમની પાસ; દ્વારીકાના સમાચાર કહ્યા, સર્વ થયા ઉદાશ.॥૮॥ધર્મ કહે શ્રી કૃષ્ણ પ્રભુએ. શું કહ્યું છે તમને;ખરી ખબર આપી દો વીરા, શાન્તી થાશે અમને. ॥૯॥ અરજુનજી કહે કહેવા માટે, નથી રહી સુધ્ય સાન; અરેરે મુજને મુકીને, ગયા શ્રી ભગવાન. ॥૧૦॥ એમ કહી પડ્યા મુરછામાં, દેખી ધરમ ઢળીયા; અરેરે વીયોગ રાખીને, સીધાર્યા સામળીયા ॥૧૧॥ એમ અતી કલપાન્ત કીધું.પોતે યુધીષ્ટર રાય; સેદેવ નીકુળ ભીમ ઢળીયા, ઢળીયાં કુન્તામાય. ॥૧૨॥ દ્રુપતી બહુ બની બાવરી, ઊઠી ગયા ઘનશામ; હવે આપણે અવનીઉપર; રેહેવાનું શું કામ. ॥૧૩॥ એમ અતીશે સોસના કરે, દ્રુપતી ધરમ ભુપ; તવ એકાએક પ્રગટ થયું, ધામમાં કૃષ્ણ સ્વરૂપ. ॥૧૪॥ વઇકુન્ઠ વાશી પોતે પધાર્યા, દુખના દીવસ ગયા; મુરછામાં જે ઢળ્યા હતા તે, તરત બેઠા થયા ॥૧૫॥ આંધળાને જેમ આંખ આવે, પાંગળાને જેમ પાય; મુગાને જેમ જીભ્યા આવે, તેવું પાન્ડવને થાય ॥૧૬॥ પ્રભુને દેખી પ્રેમ પ્રગટયો; લળી લળી લાગ્યા પાય; વીઠલ વૈકુંઠ વિશે પધાર્યાં. અમારી શી ગત થાય. ॥૧૭॥ એટલે બોલ્યા અંતરયામી, સાંભળો ધરમભુપ; હવે કળીયુગનું રાજ બેઠું, અતી અધર્મ

રૂપ ॥૧૮॥ એના વારામાં સુત સતાના, નહીં થાય તમથી રાજ; જો રાજ કરવા ઇચ્છા કરશો, તો તમે ખોશો લાજ. ॥૧૯॥ ભાર તમારો ભાગી જવાનો, સત્યનો થાશે નાશ; સુકૃત સઘળું ધોવાઈ જાશે, પુરણ પામશો ત્રાસ. ॥૨૦॥ યુગ પ્રમાણે બુધ્ધી થાશે, ડહાપણ જાશે ડુબી; તમોને એ અનુભવ નથી; કળીયુગ કેરી ખુબી. ॥૨૧॥ સત્ય વાદીનું સત્ય છોડાવે, અસત્ય પંથ ચડાવે; વાહાલામાં વીખવાદ થાયે, ખોટી લડત લડાવે ॥૨૨॥ જ્ઞાનીને નાંખે ગબડાવી, ડાહ્યાનું ડહાપણ છુટે; પીતા પુત્રને સાસુ વહુને, માન મરીયાદા ટુટે. ॥૨૩॥ એવાં અનેક અપલક્ષણો, કળીતણાં કેહેવાય; એવા યુગમાં સત્યવાદીથી, શીરીતે રેહેવાય. ॥૨૪॥ માટે તમોએ રહેવું ન ઘટે, ઓરે કુન્તી તન; રહેશો તો કુબુદ્ધી થાશે, પડશે ઘણાં વીઘન ॥૨૫॥ સુકૃત સઘળાં ધોવાઇ જાશે, થાશે પાપનો પહાડ; તે પાપને લીધે ભોગવશો, નરક કુન્ડનો ખાડ ॥૨૬॥વલણ॥ ભોગવશો કુન્ડ નર્કના; તેમાં નહિ મીન મેશ; વલ્લભ વદે એણી રીતે કીધો હરી ઉપદેશ.

## કડવું ૨.

### રાગ સામેરીની ચોપાઇ.

બોલ્યા જયમુની મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; કીધો ઉપદેશ હરીએ જ્યારે, થયા ઉદાશ પાન્ડવ ત્યારે. ॥૧॥ બોલ્યા યુધીષ્ટર મુખ વાણી, તમે સાંભળો પુરૂશપુરાણી; હવે અમારે કહો કેમ કરવું, આ યુગમાંથી કેમ નીસરવું. ॥૨॥ આ પંચભુતોની દેહ, કેમ કરીને તજીએ તેહ; વિશથી કાયા તજીએ આપ, લાગે આત્મહત્યાનું પાપ. ॥૩॥ માટે શી રીતે દેહ તજવો, શ્રષ્ટી છાંડવા સમો સજવો; તેનો બતાવો કાંઇ ઉપાય, દેહ તજતાં પાતક નવ થાય ॥૪॥ ત્યારે બોલીયા અંતરયામી, મનમાં અતી આનંદ પામી; તમો સાંભળો કુન્તીના તન, બહુ બુદ્ધી તમારી પાવન. ॥૫॥ માટે આ યુગ વિશે તમારે, રહેવું ઘટે નહી લગારે; વિશ વડે તજો તમો દેહ, ઘણું પાતક લાગે તેહ ॥૬॥ પણ શાસ્ત્ર તણે આધાર, દેહ ત્યાગ કરો આવાર; તેનું પાતક કહિ ન લાગે, કહું તેથી સંદેહ ભાગે ॥૭॥ કાશીમાં કરવત મુકાવે, તેને આત્મહત્યા નવ આવે; વળીભેરવજવ જે ખાય, તેને પણ પાતક નવ થાય ॥૮॥ સતી નારો સ્વામીની સંગ, કરે દહન પોતાનું અંગ; તેને આત્મહત્યા નવ લાગે, ભવોભવનાં પાતક ભાગે॥૯॥ વળી કો જન જાય હેમાળે, જઈ શરીર પોતાનું ગાળે, નહી તે જીવન

જરા પાપ, શાસ્ત્ર આધારે સમજે આપ. ॥૧૦॥ માટે હીમાળે તમે જાવો, હવે સ્વર્ગ નીવાશી થાઓ; નથી હવે આ અવનીમાં મઝા, તેથી તમને આપું છું રજા ॥૧૧॥ આતો કળીયુગનું થયું રાજ, નહીં રહે કોઈનીલાજ; તવ યુધીષ્ટીર વદયા એમ, કરતો હશે કળયુગ કેમ. ॥ ૧૨ ॥ એના ગુણ લક્ષણ કહો અમને, એટલો શ્રમ દઈએ તમને, તવ શ્રીમુખબોલ્યા વાણી, તમે સાંભળો ઉલટ આણી ॥ ૧૨ ॥ દીન દીન કળી કેવા થાશે, એનું જોર ઘણું વધી જાશે; તે વારે ચાર વરણ બોળાશે, ચારે આશ્રમ ધુળ થઈ જાશે ॥૧૩॥ બધી વરણવીને કહું બીના, સુણો લક્ષણ કળી પાપીના; તન મન ધન અનમાં કળી, કરડી કલેશ ભેગો મળી ॥ ૧૪ ॥ સુણો ચારે વરણની રીતી, તમે પામી જશો ભયભીતી; તવ ધર્મરાજા એમ બોલે, થાશે વિપ્રવરણ શા તોલે. ॥૧૫॥ તવ કૃષ્ણજી વદયા વચન સુણો યુધીષ્ટર રાજન થાશે વિપ્ર ઘણા અદેખા, નહી જોઇ શકે કર રેખા ॥૧૬॥ નહી જાણે જોતીશ વિદ્યાય; કરશે માંહોમાંહી નિદાય; નહી ભણે શાસ્ત્ર કે વેદ; ભણશે તો રહેશે ભેદ. ॥૧૭॥ નહીં સમજે તત્વજ્ઞાન; એવા નીકળશે વીદ્વાન; મોહોટાં ટીલાં ટપકાં કરશે; કોટે માળાયો ઘાલી ફરશે. ॥૧૮॥ વળી ભસ્મનો રાખશે ભભકો, લોકને ધુતવાનો હબકો; જયાંથી ત્યાંથી લક્ષ્મી લેવી, પાઇ માટે આશીશ અતી દેવી. ॥ ૧૯ ॥ એક કોડીનું મળે દાન, તેથી કહેશે હજો ધનવાન; પુત્રવાન ને આયુશવાન, ઘણા પ્રસન હજો ભગવાન. ॥૨૦॥ જુજ કીંમતે મોહોગું આપે; તેણું બોલ્યું ઇશ્વર નવ થાપે; તેથી જુઠું પડશે વેણ; થોડું લેઇ ઘણું કહે કેણ. ॥૨૧॥ વળી ગોર થઇ ઘેરઘેર, વરતે દાસપણાની પેર યજમાનના બાળ હીંચોળે અધાવે મુતરાવે ખોળે. ॥૨૨॥ વળી તેડી તેડોને ફરે શેવા ચાકરી સારી કરે વળી કાકા બાપા ઓચરે એમ દાસપણે પેટ ભરે ॥૨૩॥ જુનાં ઉતરેલાં વસ્ત્રો માગે ટેકીલાની વ્રતીઓ ભાગે; નાંખે ઉપરા ઉપરી પડતું, બોલે યજમાન આગળ રડતું ॥૨૪॥ નીંદા અવર વિપ્રની કરે પોતાનું સારૂ ઓચરે; હોયે યજમાનને ઘેર ટાણું ગોર જાણે હું વૈભોગ માણું. ॥૨૫॥ જાણે પોતાના ઘરનું વરે એવી રીતે કારભાર કરે પોતાનાં સગાંને નોહોતરે બીજા જમે તો સોસના ધરે ॥૨૬॥ પેટ નેપાસુ બળી જાય હાયહાય બીજા કેમ ખાય; કહાવે રસોઈ રહીં પાસ; જાદે વરે તો પડે ત્રાસ. ॥૨૭॥ એમ યજમાનનું ઉગારે; વાહાલા થવાને મન ધારે; કરે તેવડ ખરેખરી; બ્રાહ્મણોને ગળે દે છરી. ॥૨૮॥ કરે દંતૈયા વિપ્રને દેખી પેટ પાસાં નાંખે શેકી; વળી મારવા માટે ઉડે બબ-

રાટ કરીને રૂઠે ॥૨૯॥ આવાને જમાડે શું થાય, એમ યજમાનને કેહેતો જાય; જોજો વધારે લેજો વિચારી, છાંડશો તો ટટ્રો ભારી ॥૩૦॥કહી શાક ઓછું મુકાવે શાક ભાજી થોડી પીરસાવે; કોઇ ભોજનમાં લે ભાત તવ કરે ટંટાની વાત ॥૩૧॥ પુઠે છે જજમાન; જમનાર માટે મુકો લગાર લગાર; કહી યજમાનનું ભલું તાકે, બ્રાહ્મણોને ભુખ્યા રાખે. ॥૩૨॥વધારે શાક ભાજી ને ભાત પછી જાય નીચ વરણને હાથ; પણ વિપ્રોને નવ દે ખાવા, યજમાનોને વાહાલો થાવા ॥૩૩॥ એવા કરમચંડાળ થાશે, વણ નોહોતરે જમવા જાશે; પેટ માટે પડતાં નાંખે, રાજા ધીરાજા મુખ ભાંખે ॥૩૪॥ કેહેશે નાદ્દાર ને દાતાર, હાથ ધરશે વારોવાર; ભાંખ માગશે ઘેર ઘેર કરશે મેહેનત બહુ પેરા ૩૫॥ બેસશે લોકને ઘેર અડી, સ્વાસ ખાસે નહી એક ઘડી; મોહોઢામાં જીભડી નહી ઘાલે, ઘરધણી કળકળી આલે ॥૩૬॥ સાંભળે નીચના ટુંકારા, ખાશે ગાળ અને હુંકારા; લોક ધકા મારીને કહાડે, તોહે આપો આપો બરાડે. ॥૩૭॥ નહી ચાલે ધર્મને જોઇ, કરે નીચ તણી રસોઇ; થાય ભ્રષ્ટાભ્રષ્ટ કદાપી, તોહે બોલે નહી મુખ પાપી ॥૩૮॥બોલે યજમાનની હાયે હાય, શુદ્રનું અડ્યું ઢાંકવા જાય; ગણે નહીં એંઠાજુઠાનો બાધ, ન ગણે જગતનો અપવાદ ॥૩૯॥ જ્યાં ત્યાં જજમાન કરવો રાજી, પાઇ માટે પડે બાહાજી; વાહાણું વાય વિપ્રને જેવારે, ઉઠે પરાઇ આશાંયે તારે॥૪૦॥રાખે નોહોતરા તણી આશા, નવ હોય તો નાંખે નીશાશા; ભાળ કાઢવાને કેહેડ બાંધે; ન હોયે તો મધ્યાને રાંધે. ॥૪૧॥ નીસાસા નાંખી ઘરમાં ખાય એવી વિપ્રોની બુદ્ધી થાય; હોય વિપ્રની રસોઇ જ્યાંય, આવે યજમાનનું બાળ ત્યાંય. ॥૪૨॥ કદી ખાવાને માગે બાળ, વિપ્ર આપવા ઉઠે તે કાળ, ન થયું હોય બ્રહ્મ ભોજન આપે તે પેહેલાં રાંધેલું અન્ન. ॥૪૩॥ નહીં બાળકની ચીંતાય, એમ બોલીને વહાલા થાય; રાખે જમાડનારની શરમ, ખુએ પોતાનો કુળ ધરમ. ॥૪૪॥ વલણ ॥ ધરમ ખુએ પોતા તણું, પાપ ન ગણે લવલેશ; વલ્લભ વદે શ્રોતા સુણો, વિપ્ર ચરચા વીશેશ.

---

## કડવું ૩.

રાગ સામેરીનો દોહરો.

જય મુની રૂશી એણી પેર બોલ્યા, સુણ જનમેજે રાય, વિસ્તારીતુજને સંભળાવું સ્વર્ગારોહીણી પહીમાય ॥૧॥ વિશેષ ચરચા વિપ્રતણી

તને સંભળાવું રાજન; એ બધાં લક્ષણ કળીયુગ કેરાં, વિભળ કરે મન ॥૨॥ શુક થઇને શુદ્રનું જમે, લે સરવનું દાન; ઇશ્વરે ઉંચ પદવી આલેસી, તેનું નહી અભીમાન ॥૩॥ વિપ્રો વિપ્ર પણું દરશાવા, નિત્ય કરે શટ કર્મ; પણ પોતાની જાતી તણો, ઘરબોળ ઘાલે ધર્મ ॥૪॥ ભસ્મ ચોળે ટીલાં તાંણે, પણ જાતી ધર્મ ન પાળે; લક્ષ્મી માટે લપોડ જેવા, પોતાનો અવતાર બાળે ॥૫॥ દસ શુદ્રનું રાંધીને પોતે, એક કરે ભોજન; પૈદક્ષણા માટે બ્રાહ્મણ બને, કુટીલ કપુત તન ॥૬॥ યજમાન જાણે વિપ્ર જમાડયો, એમજ વાડવ જમે; યજ્ઞ યાગાદીક હોમ હવન, સોધવા સારૂ ભમે ॥૭॥ પાઠ પુજા કરવાનું મળે, એવી આશા ધારે; જો કોઇ બેસાડે પાઠ કરવા, તો ત્યાં ગપાટા મારે॥૮॥ હોઠ ફફડાવે પાઠ બતાવે; જીવ ભમે દો દીશ યજમાનને અવળું સમજાવે, પ્રપંચથી હરનીશ ॥૯॥ હોમ હવનમાં પોતાના પક્ષના વિપ્રોને લઈ જાય, ન આવડયાની નહી કંઇ ચીંતા વરૂણમાં ગણાય ॥ ૧૦ ॥ અભણ સગાને વરૂણમાં લે, તેને બતાવે કેવું; ગૌમુખીમાં હાથ ઘાલી રહેજે, ચાલશે પોગળ એવું ॥૧૧॥ એમ હાથે કરી કરશે ઉંધુ, બ્રાહ્મણ કળીયુગ કેરા, અતી અરીશ્યા લાલચુ લોભી લંપટ મારે ફેરા ॥૧૨॥ પાઈ મળે તો શોમ જનોને, કરણરાજા કહી બોલે યજમાન આગળ યાચના કરે, છો તમો માબાપ તોલે ॥ ૧૩ ॥ અમારે આશરો છે તમારો, ભીખારીના બોલ કાઢે; જીવારો અમારો છે તમ થકી કરજોડી શીશ નમાડે ॥૧૪॥ નીચાં નીચાં દાનજ લેને, કરે પ્રેત ભોજન; શુદ્રનું સુતક ગયા પેહેલાં, રાંધી જમે તેનું અન ॥૧૫॥ નીચ જાતી સાધુમાં મુડાઇ આવે નગ્રની પાસ; તેનો મહીમા વીપ્ર વધારે પોતે થાયે દાસ. ॥૧૬॥ સાધુ જમે તેની જોડે જમવા, પુરણ આશા રાખે, ટેલ ટકોરો ઘેર ઘેર કરે, માત્મા છે એમ ભાખે ॥૧૭॥ જ્યાં ત્યાં મહીમા વધારીને, જોડે જમવા જાય; સારી રીતે શેવામાં રહી વધારે મહીમાય ॥૧૮॥ પેહેલું ન પીરસાવે બ્રાહ્મણને, સાધુને પીરસાવે; વિપ્રોને પેહેલું જમવા નદે, સાધુને ખવરાવે ॥૧૯॥ ચંદન ચરચાવે સાધુને, આરોપાવે હાર; નીચને પાસે રહી નમાવે, વાડવના કુંવાર ॥૨૦॥ પોતાનું ભુશણ પોતે ખોઇને પરને ઉપમા આપે; ધાંયજા ગોલાની શેવા કરાવે, જાતે પોતાનું કાપે॥૨૧॥ જાતે જાતનું પોત ઉઘેડે, અન્યને છીદ્ર બતાવે; પોતે પુણ દેખાય એવા, હાથે કરીને જણાવે ॥૨૨॥ જાતે જાતીની જાત જણાવે, આંખમાં અદેખાઇ; પડપંચ ને જુઠ ડગલે ડગલે, કંપટ કાળજા માંઈ ॥૨૩॥ એમ અતી અ-

વગુણ ભરેલા, નીપજે બાડવસુત; વ્યસની વ્યભીચારી અને વાંકા; વળી આકળા સુત ॥૨૪॥ બ્રાહ્મણ કેરી ભામનીઓ તે, ભમશે ઘેરે ઘેર; ખભે ખડીયા નાંખીને ફરશે, પુરૂષ કેરી પેર ॥૨૫॥ સુદ્રોની સુઆવડ કરશે, કેંકના કાછડા ધોશે; શુદ્રનાં એઠાં વાસણ ઉટકે, ધનકાજ વાંકુ જોશે॥૨૬॥ ઘેર ઘેર જઇ રાંધણું રાંધે, નહી ગણે સુતક છોશ; હસી રમી જજમાનો રીજવે, ધારે ન દલમાં દોશ ॥૨૭॥ ઉંધાં ચતાં વેવીશાળ કરાવે, કેંકતણા ચડાવે; કેંકકણાં વર ભગાવેને, કેંનાં ઘર મંડાવે ॥૨૮॥ એવી અતી ઉત્પાત વાળી, વિપ્રની વામા થાશે; બ્રાહ્મણોનાં બાળક તેતો દુરીજન સંગે જાશે ॥૨૯॥ બેઉ છેડે પીતાંબર પેહેરે, વીચીત્ર રાખશે કેસ; લેલાટ લુખાં લઇને ફરશે, ધરશે યવનના વેશ ॥૩૧॥ રાજદુતો થઇને રહેવાના વિચીત્ર વેશ કરશે; વરણમાં નહી ધરમમાં નહી એવા થઇને ફરશે॥૩૧॥ માહારાજ કહેતો માઠું લાગે, રખે કો ભીક્ષુક ભાખે, ઉપવિત દેખાય નહી માટે, કોટેકે કેહેડે વીંટાળે ॥૩૨॥ એવી રીતી વિપ્રની થાશે, ઓરે કુન્તી તન, કળીયુગ કુબુદ્ધી દેવાનો, કેહે છે જુગજીવન ॥૩૩॥ હવે ક્ષત્રી નંદન કહી, બુદ્ધી બતાવું તમને; કળયુગમાં કેવા થાશેતે, કહેવા ઇચ્છા અમને ॥ ૩૪ ॥ વળણ ॥ ઇચ્છા છે કહેવા તણી, સુણો યુધીષ્ટર રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, શ્રવણ કરો શ્રોતાય ॥—

## કડવું ૪.

### રાગ ધનાસરીનો.

જયમુનિરૂશી એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાય, વિસ્તારી તુજને સંભળાવું, સ્વર્ગારોહીણી મહીમાય ॥ ૧ ॥ કળીયુગના કેવા ક્ષત્રી થાશે, સાંભળો કુન્તી તન; એમ કહીને કહેવા લાગ્યા, પોતે જુગજીવન ॥૨॥ ક્ષત્રીપણું ખોઇને બેસવાના, થાશે બહુ બળહીન; બાણ વીધ્યા નીરફળ થવાની, જાતીમાં ભેદ ભીન ॥૩॥ કાયરપણું પુરણ થાશે, વ્યસનમાં તદરૂપ, સત્તા સઘળી ખોઇ બેસશે મીથ્યા કહેવાશે ભુપ ॥૪॥ રંગભોગમાં રાત દીવસ રહેશે, નહી રાજપાડનું ભાન; નોકરી કરીને પેટ ભરશે જાત કજાત કાંઇ નવ જુવે, રૂપ જોઇ નાર વરશે ॥૬॥ તેમાં વર્ણ શંકર પ્રજા, ઉત્પન્ન થાસે અંતી, ધર્મ ધ્યાનમાં પુન્ય દાનમાં, પાછી પડસે મતી ॥૭॥ માંનસે ભાટ ચારણ ઘડવીને; બ્રાહ્મણને દુખ દેસે, વેદશાસ્ત્રને મા-

નસે જુઠાં, નાસ્તીકને પંથ લેસે ॥૮॥ યજ્ઞ યાગાદીક ઉંચા મુકી, નાચ-કાથી લે લાહાવો; દેવદેવસ્થાન માનસે જુઠાં, કળીયુગ આવસે હાવે॥૯॥ દેવ વિપ્રનાં વરશાસનો, મુળમાં નાંખશે તોડી; લડવૈયા સાંમે હસે તો, તેને રહેસે કરજોડી ॥૧૦॥વિપ્રની વિદ્યાની લેશ પરીક્ષા, શ્રદ્ધા નહી રહે મનમાં, લક્ષમી લલનાનો લ્હાવો લેવા, ચટપટી રાખસે તનમાં ॥ ૧૧ ॥ આકીન વિપ્રોનાં વચનોપર, રહેસે નહી લગાર,ગૌબ્રાહ્મણને તીછકાર ક-રસે, થાસે ગરવી ગુમાર ॥૧૨॥ ન્યાય વિદ્યા તો નાશજ થાસે, પક્ષપાત કામ કરસે; યવન કેરા ધર્મ ઉપર, પ્રેમ અતી આદરસે ॥ ૧૩ ॥ એવા અતી અવગુણવાળા, કળીયુગ પાપી કરસે અગીયારસ વિના ઠાલે હાથે હાસપણે પેટ ભરસે ॥૧૪॥ એવી રીતી ક્ષત્રી કેરી, ઓરે ધરમ રાજન; હવે વૈશ્યની રીતી બતાવું, કહેછે જુગજીવન ॥ ૧૫ ॥ વૈશ્યની વિપ્રીત બુદ્ધી બનસે, છોડી દેસે મુળ ધર્મ; નારીની ખોટે નાહાર થઇને, ઉપજાવ સે નીચ કર્મ ॥ ૧૬ ॥ નાતરાંનો રીવાજ કરસે, સ્વારથી બ્રહ્મ ભોજન; ભીક્ષુક જનને કાઢસે ધાકે; નહી દે મુષ્ટી અન ॥ ૧૭ ॥ બ્રાહ્મણોનાં છીદ્ર જોસે, કરસે અતીસે નીંદા; ધુતારાનો ધંધો માંડસે નહી શખે ગણીત વિદ્યા ॥૧૮॥ નોહોકરી કરવાની થાસે મરજી, રાજીપરને નડયામાં; વે-હેવાર છોડી વેહેપાર કરસે, ગાળાગાળી લડયામાં ॥૧૯॥ અનાદીના જે નહી ગુરૂ તેને ગુરૂ થાપે, જગતગુરૂ વિપ્ર છે તેને, એક ચપટી નવ આપે ॥૨૦॥ જમણ વેહેવાર બ્રાહ્મણ સાથે, બાંધસે ઉલટ આણી; કારભાર ક-રસે ઘરમાં પેશી પણ મન લેવાનું તાણી ॥ ૨૧ ॥ હલાલી ખાસે દગો કરીને, મીઠુ મીઠુ મુખ બોલી; નહી જુએ બ્રાહ્મણ નહી જુએ ભગની, ધુતસે ફોલી ફોલી ॥૨૨॥ લોકોનું નાણું માંડસે જમે,દેખાસે પુરણ કૃપા ળુ પેટ ટાઢું રાખીને પાપી, કાડી દેસે દેવાળું ॥ ૨૩ ॥ ધર્મને નામે ધન મેળવીને, તેમાંથી પેટ ભરસે; ધર્મતણું ધન જમે માંડીને, વ્યાજનોવેહે-પાર કરસે ॥૨૪॥ જગતમાં દેખાડવાને સારૂ, વ્યાજમાંથી થોડું ખરચૈ; પછી ચોખાઇપણું દર્શાવા, વારતા વિશ્વમાં અરચો॥૨૫॥અમે તો ધરમા-દા કામ કરીયે, જ્યાંને ત્યાં એવું ભુકે; જાણેકે લોક પ્રમાણીક જાણી,થા-પણ મુજ ઘેર મુકે ॥૨૬॥ એવા ડોળથી ઓળવે નાણું, કુમારગ પર ચ-ડસે, ધર્મના ધામનું કારભારૂ કરી, પોતે પચાવી પડસે ॥ ૨૭ ॥ જ્ઞાતી ભોજન ભારે કરસે, બ્રહ્મ ભોજનમાં ટાંચું;અજીડવાડમાં વિપ્રો બેસાડેએ કંઇની કયાં વાંચું ॥૨૮॥જગંત ભયથી ભોજન કરાને, દુનીયાના ડરથી

દે દાન; પ્રભુ પ્રીત્યર્થે કાંઇ કરે નહી, કરે મેળવવા માન॥૨૯॥ ખોટાં તીલક તાણી ફરસે, કરસે છાપાં અંગ; મીથ્યા માળાયો કોટમાં પેહેરે, દેખાડે ભક્તીનો રંગ ॥૩૦॥ વેસધારીને વિસેશ માંને, ચમતકારીને સોધે; એવા કુમારગે ચઢી જવાના નહી ચઢે સત્ય બોધે ॥૩૧॥ અતી અનપ આદરવાના, દીનતા દયા નહી લેશ; અતી અવગુણ કળીયુગ વીસે વર્ણવી ન શકે શસે ॥૩૨॥ ચારે વરણની એવી રીતી કળીયુગે કુપંથ થતા ચારે આશ્રમ કેવા થાસે; તેની કહુ હવે કથા ॥૩૩॥ બ્રહ્મચારીને ગ્રહસ્થાસરમી, વાનપ્રસ્ત સંન્યાસી; તે તણી કેવી રીતી થાસે જો તે તારણ તપાશો ॥૩૪॥ બ્રહ્મચારી એવું નામ ધરીને, વધારશે પંચ કેશ; ધનના લોભી ધાનના લોભી, મીથ્યા રાખશે વેશ ॥૩૫॥ ધામ બાંધીને ધંધા કરસે, હરસે, પરાયાં વિત; જોતીશ જોસે વૈદાં કરસે, ઠરસે દારાપર ચીત ॥૩૬॥ ટીલક માળાના કરી ચાળા; ગાળા ગર્થના લેવા, કળીયુગ કેરા બ્રહ્મચારી તે, થાસે ગુણના એવા ॥૩૭॥ ગ્રહસ્તી લોકો કેવા નીપજસે, સાંભળો ધરમરાય; ભગતનું કે બ્રહ્મચારીનું, ધન ફોસલાવી ખાય ॥૩૮॥ પ્રસાદની નીત આશા રાખે, એવા લંપટ થાસે; જગત જણાવવા માટે, તીરથ જાત્રા જાસે ॥૩૯॥ નહી કરે ધરમ બાંધસે કરમ, કઠીણ કાળજું કરસે; પછી પોતાના દેશમાં આવી, યાત્રાવાશી થઇ ફરસે॥૪૦॥ ગંગાપુજન કરવું ધારી, સગા સહોદર તેડે, નાત સગાંનાં સીધાં ગણે, બ્રાહ્મણો તે કેડે॥૪૧॥લોકીક લાજે ગંગાપુજનનો, વીપ્રોથી વીધી કરાવે તેમાં પોતાના સ્વારથવાળા, વિપ્રોને નોહોતરાવે ॥૪૨॥ એકતો નોહોતરો મેહેતાજી, છોકરાને ભણાવે; બીજા નોહોતરો જોશીને કે, વરસફળ ઉપજાવે ॥૪૩॥ ત્રીજા નોહોતરો વૈદ ઘરના, વખતે ઔષધ આપે, ચોથા નોહોતરો ગોર ગરના; છોકરાના વીવા થાપે ॥ ૪૪ ॥ પાંચમા નોહોતરો પાડોશીને, કામકાજે કેહેડ બાંધે, બીજા ઓળખીતા સોધી કહાડો, આવી રાંધણું રાંધે ॥ ૪૫ ॥ વળણ ॥ વીસેશ વારતા આચરૂ, સુણજો શ્રોતાજન, વ્યાસ વલ્લભ વાણી વદે, યુગની કુદન.—

## કડવું ૫.

### રાગ ચોપાની ચાલ.

બોલ્યા જયમુની મુખ વાણી, તમો સાંભળો ઉલટ આણી; થાસે ગ્રહસ્તીજન વળી કેવા, કરાવે વીપ્રોકને સેવા॥૧॥વળી ઘેર આવે વીવા

ટાણુ, તવ કાઢે વાવરવા નાણું; તેમાંથી નહીં કાંઈ પુન્યદાન, અને મલ પતા મસ્તાન ॥૨॥ વગડાવે વાજીંત્રો નિશાન ધરે, ધનવંતનો અભિમાન; ઘેર માંડવડા બંધાવે, વળી ખાનપાન બહુ રંધાવે ॥૩॥ અતિ સાહ્યબીના ઢોંગ મનાવે, વળી નાયકા લાવી નચાવે; વળી ફટાણું ગીત ગવરાવે, કાંઈ ધર્મ તો ધ્યાનમાં નાવે ॥૪॥ કદી વ્રદ્ધનું મ્રત્યુ થાય, તેની પુરે રૂડી સજ્યાય; તેતો કહેવાય સજ્યાદાન, આપે ભગનીને દઇ માન્ય ॥૫॥ સગાં વાહાલાને રાજી કરે, વિપ્ર સાથે વાંકુ ઓચરે; વળી પરઠે સજ્યાના દામ, એવી બુદ્ધિ થશે હરામ ॥૬॥ વળી જગતમાં શોભા લેવા, વિપ્રના દામ વિપ્રને દેવા; એવી ગ્રહસ્તીની થાશે દ્રષ્ટી, તેથી નહીં થાય મેઘની વ્રષ્ટી ॥૭॥ કુડાં કરમોથી વેઠશે કષ્ટી, એમ દુભાશે આખી સ્રષ્ટી; હવે વાનપ્રસ્તની રીત, તું તો સાંભળ જે દઇ ચીત ॥૮॥ વાનપ્રસ્ત છું જગતમાં કહેશે, પણ નગ્ર સમીપે રહેશે; રાખશે ગ્રસ્તીની રીતી, નહી ધારે ભગવત બીતી ॥૯॥ કળીમાં વાનપ્રસ્તી કોય, કોટી જનમાં એકજ હોય; હવે સન્યાશીની પેર, ભટકે કળીમાં ઘેર ઘેર ॥૧૦॥ દેવાદાર કે દુખનીવાશી, કાંઇ કષ્ટે થશે સન્યાશી; નાહાની વયમાં નહી અધીકાર, તોહે થાશે સન્યાશી સાર ॥૧૧॥ હરી ફરીને ભગવો વેશ, મનમાં શ્રદ્ધા નહી લેશ; રાખશે બ્રાહ્મણપર દ્વેશ, વળી પરસુખથી અતિ કલેશ ॥૧૨॥ થોડા દીન ગ્રહશે દંડ, પછી પ્રપંચના પાખંડ; પર્મ હંશની દીક્ષા લેશે, ઉંચ નીચને ઉપદેશ દેશે ॥૧૩॥ વળી સેવક મુડશે ઝાઝા, ખાઇપીને રહેશે તાજા; જેનું ને તેનું ભોજન જમશે, વળી રામા સંગાતે રમશે ॥૧૪॥ કરશે કામનીને બોધ, વળી રૂંએરૂંએ રમે ક્રોધ; રેહેવાનાં રૂડાં બાંધશે ધામ, લેશે ઢોલીયામાં આરામ ॥૧૫॥ વળી પંખાને પવન ચક્કી, બધી વાતે રહેવાના નક્કી; થાશે જગત સાથે જક્કી, રાખશે બુદ્ધિ બહુ પક્કી ॥૧૬॥ વહાલાં પુષ્પ અને ચંદન, વળી પ્રિય પોતાનું વદન; અતિ માન્ય ને મોટાઇ ગમે, ભોગવે નહીં કષ્ટ કો સમે ॥૧૭॥ એવા અતિ વિકારી થાશે, નહીં જાવાને સ્થળ જાશે; કોઈ ઉવેખે તેને બહાજે, લડતાં વઢતાં નહીં લાજે ॥૧૮॥ પોતાનું બોલ્યું કરશે સાચું, અન્ય જનનું પાડશે કાચું; પોતાના ~~જે~~ જન્મ ચરિત્ર, જાણે દેશ ગ્નાતીને મિત્ર ॥૧૯॥ માટે જન્મભુમી છોડી દેઇ, બીજે દેશ જાશે વેશ લેઇ; જઇ સાધ્યપણું બતાવે, મુઢ જનોના મનને ભાવે ॥૨૦॥ અજ્ઞાનીતો માને દેવ, નવ જાણે મુળની ટેવ; તેથી પડે પાપીને પાય, તેની જોડે નર્ક પળાય ॥૨૧॥ વળી કળીમાં

સાધુ વેશ, ધરી ફરશે દેશ વિદેશ; જંગી ભંગીપણું ઘણું રાખે, નારી વિના નિશાસા નાંખે ॥૨૨॥ પણ જગત આંધળું થઈ, કરશે શેવા સમીપ જઈ; નહીં જુએ તેની કરણી, કરે વિખાણ વાતો વરણી ॥ ૨૩ ॥ એવું કરશે કળીયુગ પાપી, સત્યની વાત નાંખે ઉથાપી; વળી અસત્ય પંથ જ્યાં હશે, સત્ય સરીખો કળીમાં થશે ॥૨૪॥ એતો કળીયુગનાં પાખંડે, સાચા જનને દેશે દંડ; કળી અવળું અવળું સુજાડે, સત્યવાદીને જુઠો પાડે ॥૨૫॥ હશે ઘરબારી કોઈ સાચો, પણ તેને કેશે સહુ કાચો; હશે વેશ ધારી પાખંડી, તેને નમશે દુનિયા ગંડી ॥૨૬॥ એવી કળીયુગકેરી રીતી, ઘણી થવાની અનીતિ; ઘણો કરતા નથી વિસ્તાર, કરીએ તો ન આવે પાર ॥ ૨૭ ॥ વલણ ॥ પાર ન આવે કળીતણો, સુણો શ્રોતાજન; વ્યાસ વલ્લભ વાણી વદે, પરમ કથા પાવનઃ—

## કડવું ૬.

### રાગ સાખીની ચાલ.

જયમુનીરૂષિ એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, સ્વર્ગારોહિણી કથાય ॥૧॥ કળીયુગકેરા ભુપતિતે, રૈયતને દુઃખ દેશે; હરામની નજર રાખીને, સર્વેનું ધન લેશે ॥૨॥ પ્રજાની નારી પુત્રી સરીખી, તે શું કરે કુદ્રષ્ટી; મેઘરાજા દેખાદેશે પણ, નહી કરે જળવ્રષ્ટી ॥૩॥ અવનીમાંથી રસકસ જાશે, અન્ન પાકશે નહીં પુરૂં; અન્નતણો પાક દેખાશેતો, ઉતરશે અધુરૂં ॥૪॥ પિતા પુત્રીશું જાર રમશે, રમશે ભગની ભ્રાત; પુત્ર પત્નીને વશ થઇને, તરછોડશે માત તાત ॥ ૫ ॥ કુટુંબ સાથે કલેશ કરશે, સાસરીયાંશું સ્નેહ; ચારે વરણ એક આરે, ભ્રષ્ટ કરશે દેહ ॥૬॥ ધનવંતલોકો જમે માંડીને, ગુહા કરશે ટાઢી; પુરણ લક્ષ્મી સમે થીને, બેસશે દેવાળું કાઢી ॥ ૭ ॥ કપટના કાગળો કરશે, કરશે કપટનાં ધાંધાં; શ્રીમંતલોકો જમે માંડીને, કાઢશે વાંધે વાંધા ॥૮॥ પીરસનારા વગીયાં કરશે, ભરશે પોતાનું પેટ; લઢી વઢીને જ્ઞાતી જાતીમાં, થૈ પડવાના શેઠ ॥૯॥ પંગતીમાં એકજણો જમેને, એકજણો જોઇ રહેશે; ઘતના ભેગું તેલ ભેળવી, ભોજન નૈવેદ દેશે ॥૧૦॥ બ્રાહ્મણને ભીખારી ગણશે, દેવસ્થાન દુકાનો; હોમહવનને પાખંડ માની, રહેશે માહામસ્તાનો ॥૧૧॥ ગરીબજનને મારવા ઉઠે, જબરાથી જાય નાશી; વૈશ વરણ ભીખમાગી ખાશે, થૈને તિરથવાશી ॥૧૨॥ અનેક પ્રપંચ અનેક પાખંડ, અનેક ક-

પટબાજી; સામા જનનું દુખ દેખીને, થાશે પુરણ રાજી ॥૧૩॥ સામાને સુખે દુઃખી હૃદયમાં, ડગલે ડગલે ઝેર; પરના ઉપર રાખશે પ્રીતિ, વ્હાલાં ઉપર વેહેર ॥૧૪॥ જારકરમને પરની નિંદા, વધશે ચોરીને ચાડી; અનેક રીતે ઉલટી બુદ્ધિ, સત્ય પંથ નાંખશે કહાડી ॥૧૫॥ ગુરૂદ્રોહી મિત્રદ્રોહી, વિશેષ વિશ્વાસઘાતો; પાપના કામમાં પહેલો થાશે, ધર્મમાં મારશે લાતો ॥૧૬॥ બાધાયો રાખી બંધન રહેશે, કહેશે આગળ કરશું; કરશું ધારે તવ જીવ ચોળીને, દેવ બંધન નીસ્તરવું ॥૧૭॥ બળાત્કાળે બરબડીને, દેવના બંધને છુટે; તેવા જનને રહ્યા ખપ્યામાં, સાત સાંધે તેર તુટે ॥૧૮॥ તોપણ તેને જ્ઞાન ન આવે, એવા થશે અજ્ઞાની; જગતમાં કીરતીને સારૂ, બનશે દાનીને ધ્યાની ॥૧૯॥ શુદ્રજાતિ બહુ આચાર પાળે, શ્રદ્ધા રાખશે પાકી; ધર્મધ્યાનમાં કુશળ રહેશે, ઉત્તમથી નહીં બાકી ॥૨૦॥ ઇશ્વરનો ભય રાખશો ભારે, માનશો મનમાં કેવું; આ અવતાર ભોગવીએ આવો, તો પાતક કયાં લેવું ॥૨૧॥ અનેક જાતિના રોગ વધશે, વૈદક શાસ્ત્ર ન જાણે; જોતીશશાસ્ત્રો પડશે જુઠાં, તર્કને સર્વ વીખાણે ॥૨૨॥ થોડું કહ્યામાં સમજો ઝાઝું, ઓરે ધરમરાય; એવાં વચન સાંભળીને, પ્રેમે પડીયા પાય ॥૨૩॥ યુધીષ્ટિર કહે ઓરે માહારાજા, મુને પડે છે વહેમ; આટલું બધું અવળું થાશે, તે સત્ય માનું કેમ ॥૨૪॥ ઉંચવરણશું નીચ થાશે, પીતાશું પુત્ર પરહરશે; ઉત્તમ બ્રાહ્મણ નીચવરણની, શેવા તે શું કરશે ॥૨૫॥ અસત્ય વારતા લાગે છે મુને, ઓરે અંતરયામી; એટલે ધરમ પ્રત્યે બોલ્યા, પોતે કમળા સ્વામી ॥૨૬॥ નગ્રની બારણે પાંચે બંધુ, જોવા એક યોજન; ત્યાં જઇ તમે બેશી રહેજો, ધર્મ પુરણ પાવન ॥૨૭॥ પછી તમારા ચાર બંધુને, મોકલજો ચાર દિશો; જે દેખે તે જોઇને આવે, વાર ન કરે અતિશે ॥૨૮॥ એમ કહીને પાંચ બંધુને, મોકલ્યા નગ્રની બહાર; એક યોજન જઈ ધરમ બેઠા, કુન્તીના કુંમાર ॥૨૯॥ વરકોદર ગયો પુર્વદીશા, ઉત્તરમાં અર્જુન; સહદેવ ચાલ્યા દક્ષિણદીશા પશ્ચિમ માદરી તન ॥૩૦॥ ભીમ ગયો ત્યાં નગ્ર આવ્યું, ત્યાં એક દીઠી લડાઇ, બંધુએ બંધુના ઉપર, સંપુર્ણ કરી ચડાઇ ॥૩૧॥ ફરીઆદી કરી રાજા પાસે, સાંભળો અરજ મહારી; મમપુત્રી સામાને આપીને, સાટે પરણ્યો નારી ॥૩૨॥ તે પછી મહારી નારી ગત થૈ, હું થાઉં દુખી છેક; મમબંધુની પ્રેમદાને, પુત્રી થઇ છે એક ॥૩૩॥ મહારે પરણવા તેની પુત્રી, સાટામાં આપતો નથી; શું હું મહારો અવતાર ખાઉં, અરજ સુણો ભુપતી ॥૩૪॥

ભીમસેન એવું સાંભળીને, ત્યાંથી પાછો વળીયો; ઉત્તર દીશામાં ગયો છે, અરજુનજી મહાબળીયો ॥૩૫॥ ત્યાં જાતાં એક નગરી આવિ, ચાલ્યો સુંસરો છેક; ઘરબાર બજાર સોહામણુ પણ, મનશું ન મળે એક ॥૩૬॥ એવું જોતો ગયો રાજમહેલે, ત્યાં એક હીંચોળાખાટ; તેના ઉપર બે કાગ બેશી રમેછે ચોપાટ ॥૩૭॥ હંસપક્ષી નાંખે હીંચોળો, પોપટ પવન ઢોળે; ઉંચજાતી નીચની કરે સેવા; દીઠું દીવસ ધોળે ॥૩૮॥ વિસ્મય પામી પારથ ચાલ્યો, સેદેવનું શું થાય; દક્ષિણદિશા પરવરેલો, જોયો ચમત્કાર ત્યાંય ॥૩૯॥ બ્રાહ્મણો બેઠા બાવળ પાસે, ચંદન ચોખાથી પુંજે; મેલડી ઝાંપડીના કરે સાધન, અવર દેવ ન સુજે ॥૪૦॥ તે જોઇ શેદેવજી વળ્યા પાછા, નીકુળનું શું થાય; એક ગામમાં પવિત્ર પતિ, અબળાનો માર ખાય ॥૪૧॥ તે જોઈ નીકુળ પાછા વળીયા, જ્યાં છે ધરમરાય; યુધીષ્ઠિર બેઠા તે સ્થળે, આઠ કુવા ઉભરાય ॥૪૨॥ તે ઉભરાઈ નવમા કુવામાં, પાણી ભેળું થાય; પણ તે પ્રથવી જળલે ચુશી, કુઓ નવ્ય ભરાય ॥૪૩॥ ધરમે જોઇને વિચાર કીધો, વરસસે મેઘબાર; પણ પ્રથવી જળ ચુશી લેસે, નહીં રહે ભેજ લગાર ॥૪૪॥ એવામાં ચાર બંધુ આવ્યા, પાંચે ભેળા થાય; પોતપોતાની હકીકત લૈને, પુરવીસે પળાય ॥૪૫॥ જે સ્થળ બેઠા અંતરયામી, ત્યાં આવી પડ્યા પાય; સર્વે સમાચાર કહ્યા પ્રભુને, ધર્મ કરે ત્રાહ્યત્રાહ્ય ॥૪૬॥ ઓરે પ્રભુ આ અવનીમાં, રહેવું નથી એક દન; અમને તમારી સાથે તેડો, ઓરે જુગજીવન ॥૪૭॥ કૃષ્ણપ્રભુ કહે હેમ ગીરીપર, સ્થીર મન રાખી જાવો; સીખ્ખર પાસે સ્થળ છે મહારૂં, ત્યાં થઇને તમે આવો ॥ ૪૮ ॥ એમ કહીને અંતરયામી, થયા અંતરધ્યાન; ધર્મરાજાને ચૈત્વન ચાલ્યું, શુભ સતી સંતાન ॥ ૪૯ ॥ વલણ ॥ ચૈત્વન કરે સુત સતીતણા, નથી કરવું રાજપાઠ; હીમાલય મહારે જવું પ્રભુપદ પામવા માટ ॥

## કડવું ૭.

### રાગ મારૂનો.

બોલ્યા જયમુની સુખ વાણી, રાજા સાંભળ ~~ઉલટ~~ સ્પ્રાણી; આખી નીશા ચૈત્વન ચાલ્યું, ધર્મનું મન ન રહે ઝાલ્યું ॥૧॥ એવે થયો પ્રાતઃકાળ, થયા જાગ્રત સૌ સતીબાળ; તવ ધર્મે તેડ્યા ચારવીરં, બોલ્યા બંધુ પ્રત્યે ધરી ધીર ॥૨॥ સુણો ભીમસેન વીરા વાત, કરસે કળીયુગ ઉત્પાત;

માટે મ્હારે હીમાલય જાવું, તેથી તમને કામ બતાવું ॥૩॥ સુખરૂપે કરજો રાજ, તમે ગાદી બીરાજો આજ; પ્રજા પુત્રની પેરે પાળો, કુળધર્મને સત્ય સંભાળો ॥૪॥ કરજો ગૌ વિપ્રની સેવા, રહેજો આજસુધી રહ્યા એવા; વ્રધ માતાને પાળજો પ્રીતે, રાખજો સર્વ બંધુને રીતે ॥૫॥ ન્યાય મુકી અન્યાય નવ કરસો, પ્રજાનું ધન કદી ન હરસો, થોડું કહ્યે સમજજો ઘણું, પાપમાં પેસસો નહીં ક્ષણુ ॥૬॥ એવાં વચન વિદના સુણી, બોલ્યો વરકોદર મહાગુણી; મ્હોટા બંધુ તમે શીખ દીધી, મેંતો માથે ચઢાવી લીધી ॥૭॥ પણ અરજ મ્હારી એક, મુજ મનતણો વિવેક; કોને પ્રભુપદ વહાલું, તેવું પામવા હું પણ ચાલું; તમ સંગ આવીશું અમો, સાથે લઇને ચાલો તમો ॥૯॥ નથી રાજકાની મમખુશી, હિમાલય આવવાને હુંશી; એવાં વરકોતરના વેણ, સુણી પારથને કહ્યું કહેણ ॥૧૦॥ તમે સાંભળો અરજુન વીર, તમે રાજકરો રણધીર; દ્રુપતીને અરધંગ લેઇ, રાજકાજ કરો ચીત દેઇ ॥૧૧॥ વળતા વધ્યા પારથ વાણી, રાજ કરવું નથી હેત આણી; આતો વ્યવહારની મહા વ્યાધી, મુને ગમતીથી ઉપાધી ॥૧૨॥ ઘણા દીવસ કીધાં કામ, જરા ઠરી ન બેઠા ઠામ; માયા મિથ્યાને માની સાચી, રહી જ્ઞાન ગતી ઘણી કાચી ॥૧૩॥ મ્હારે આવવું છે તમ સાથ, કોને નહીં વહાલા વૈકુંઠનાથ; એવો પારથનો ભેદ જાણિ, વધ્યા સેદેવ પ્રત્યે વાણી ॥૧૪॥ મમ વીરા તમે જ્ઞાનવાન, માટે રાજ કરો નીધાન તમે ત્રિકાળજ્ઞાની જોશી, માટે સદા રહેસો નિર્દોષી ॥૧૫॥ તત્ર સેદેવજી એમ કહે છે, માયામાં જ્ઞાની અજ્ઞાની રહે છે; કદી જોઇ વિચારી ચાલે, તોયે માયા કુમતી આલે ॥૧૬॥ માટે મ્હારેતો રહેવું નથી, માયાની ઉપાધી અતિ; હીમગીરી આવવું મ્હારે, બોલ્યા ધરમરાજા ત્યારે ॥ ૧૭ ॥ કરો નીકુળવીરા કામ, રાખો રાજગાદીનું નામ; તમો કનીષ્ટ બંધુ છેક, જોઇએ ગાદીપર એક ॥૧૮॥ તવ નીકુળ લાગ્યા પાય; હવે મુને નથી ઈચ્છાય; હુંતો આવીશ તમારી સંગ, પ્રભુપદનો અતિ ઉમંગ ॥૧૯॥ પછી ધરમ બોલ્યા વાણી, તમો સુણો દ્રુપતીરાણી; તુજ સરખી સતી નથી કોય, મુજ મનને નીવરતિ હોય ॥ ૨૦ ॥ આપણા અભિમન્યુનો મન, નામ પરીક્ષત્ર અન્ન; એને બેસાડજો રાજગાદી, બીજી કરસો નહીં ઉપાધી ॥૨૧॥ તમથી ઉછરેલો એ બાળ, માટે રાખજો શુભ સંભાળ; તવ દ્રુપતી બોલી વાણી, સુણો સ્વામીજી ઉલટ આણી ॥૨૨॥ કંથ વિના જે રહે નારી, તેનો કહેવાય જગમાં વિકારી; વળી આવ્યો છે કળીયુગ પા-

પી, નાંખે સતીનું સત્ય ઉથાપી ॥૨૩॥ તેથી લાંછન લાગસે તમને, માટે સમજીને સંગ લ્યો અમને; તેમ છતાં નહીં લ્યો સાથ, તોતો પ્રાણ તજું હું નાથ ॥ ૨૪ ॥ તેતો સ્રીહત્યા લાગે તમને, માટે હીમાલય લ્યો અમને; નારીનો કેવો છે ધર્મ, તેતો તમે જાણોછો મર્મ ॥૨૫॥ પ્રેમદાને પતિ પ્રભુ તુલ્ય, એથી અવર નહીં અમુલ્ય; પતિ તજી પ્રભુને ઝાલે, તેને મુક્તિ મોહન નવ આલે ॥૨૬॥ જમકીંકર ગરદન ધાલે, પાપતણો ફેલાવો ફાલે માટે ઇશ્વર પહેલા કંથ, કામનીનો એછે પંથ ॥૨૭॥ કંથ કકળાવી મંદીર જાય, તેને બેસે ક્રીટ હત્યાય; કંથની ન કરે કાંઇ સેવા, સોધતી ફરે દેવાધીદેવા ॥૨૮॥ વઢે કંથને મહારીસ આણી, એતો ગુણકાતુલ્ય ભગતાણી; જેમ ગુણકા પરને ઇચ્છે, પોતાના પતિને નવ પ્રીછે ॥ ૨૯ ॥ તેવી સુંદરી સમજવી સ્વામી, કંથ વિના કેઈ મોક્ષ પામી; માટે હું તો તમ સંગ આવું, તમ સેવાથી પ્રભુપદ જાવું ॥૩૦॥ તવ જાણીયુ ધરમરાય, આતો રહેવાની નથી હાંય; પછી ધરમે કહ્યું સુણ નારી, તું તો આવજે સંગ અમારી ॥૩૧॥ એમ કહીને ધરમરાય, લાગ્યા કુન્તાજીને પાય; માતા હેમગીરી અમે જાશું, તમ પ્રતાપે સુખીયા થાશું ॥૩૨॥ તવ કુન્તાને આવ્યાં આંસુ, વ્રદ્ધાવસ્થાયે હું જીવી ફાંસું; આવતું નથી મુજને મરણ દુભાયા કરે અંતઃકરણ ॥૩૩॥ મુજથી ચરણે ન ચલાય, હેમગીરી કેમ જવાય; વળી આપઘાત કેમ કરાય, કરૂં તો બેસે હત્યાય ॥ ૩૪ ॥ દીકરા મુકીને મરવા જાય, મુજથી તે કેમ ખમાય; કહી રડવા લાગ્યાં માત,તવ ધરમેં જોડ્યા હાથ ॥૩૫॥ જનુની કંકાસ ન કરસો, અમને પાપમાં નવ ભરસો; આપો આજ્ઞા રાજી થૈને, પ્રભુપદ પામશું ત્યાં જૈને ॥૩૬॥ માટે આસીશ વચન બોલો, સ્થીર હલડું રાખી નવ ડોલો; આપણો છે પરીક્ષત બાળ, તેહને થાપીએ ભુપાળ ॥૩૭॥ રાજગાદી બેસાડીએ એને, પછી અકળામણ રહી કેને; માટે કલેશ મુકી થાઓ રાજી, તમને શું દેઉં શીખ ઝાઝી ॥૩૮॥ એમ માતાને સમજાવી, ધાર્યું કારજ વિપ્ર બોલાવી; કરાવ્યો પટ્ટા અભિષેક, રાજનીતિનો વિવેક ॥૩૯॥ આશીર્વાદ વિપ્રોના લેઈ, આપી ગાદી આશીશ દેઇ; વરતી પરીક્ષતની આણ, વધા વિપ્રો સૌ વેહવાણ ॥૪૦॥ વરતી ગાયો જયજયકાર, પુન્યદાન દીધાં અપાર; બધી પ્રજા જોવાને આવે, પરિક્ષતને પુષ્પે વધાવે ॥૪૧॥ એમ થઈ રહ્યો આનંદ અતિ, થયાં રાજી ધરમ ભુપતી; રીઝ્યા સરવે પ્રાણી માત્ર, પરીક્ષત છે ઘણો સુપાત્ર ॥૪૨॥ એની કીરતી ચાલી એવી, સોભે કાન્તી શ-

શીના જેવી, જેવી સોભા યુધિષ્ઠિર કેરી, તેવી થઇ તેમાં નહીં ફેરી ॥૪૩॥ ॥ વલણ ॥ ફેર નહીં કાંઇ સોભતાં, વરતે જયજયકાર; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો શ્રોતા સારઃ—

## કડવું ૮.

### રાગ આશાવરીની ચાલ.

જયમુનીરૂષી એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજ ને સંભળાવું, સ્વર્ગારોહિણી કથાય ॥ ૧ ॥ વડા પ્રધાનને સોંપણ કિધી, ચલાવજો તમે રાજ, અધર્મ અન્યાનું કોઇ પ્રાણી, કદી ન કરસો કાજ ॥૨॥ પુરણરીતે પરીક્ષતને, જાણજે તારો બાળ; અનાદીન એ રીતિ છે, પ્રધાનથી ભુપાળ ॥૩॥ કળી બેઠા તે દેસે કુબુદ્ધિ, પણ મન રાખજો સ્થીર; તેથી ભવોભવ જય પામસોને, રીઝસે શામ શરીર ॥૪॥ એમ પ્રધાનને શીખ દેઇને, માતાની પાસે જાય; ઓરે જનુની હીમાલય જાવા, દો અમને આજ્ઞાય ॥૫॥ શું ગતિ થાસે અમતણી તે, માતા તમારૂં પુન્ય; સગપણ એક અવતારતણું છે, તેમાં રહી છે નુન્ય ॥ ૬ ॥ સેવા તમારી કંઇ નથી કીધી, જ્યાં ત્યાં કાઢયો અવતાર; અમારે દુઃખે દુઃખી થયાં છો, એ કેમ ભુલુ આભાર ॥૭॥ કષ્ટી વેઠી સૃષ્ટીમાં રાખ્યા, ભોગવીયાં વનવાસ; નીરવતીથી પાંચે પુત્રો, નથી બેઠા તમ પાસ ॥૮॥ અતિ ઉપકાર તમ તણોમા, અમથી ભુલાતો નથી; પણ હવે કળીયુગ બેઠો માટે, આજ્ઞા આપો સતી ॥૯॥ આ અવનીમાં રહેવું ન ઘટે, પાપથકી પેટ ભરવા; તમ પ્રતાપે સધામ જાશું, સૃષ્ટી સિંધુ નીસરવા ॥૧૦॥ એવા પુત્રોનાં વચન સુણી, મહા દુઃખ પામ્યા માત; આ શું બોલોછો આ શું બોલોછો, કહી માંડયું આંસુપાત ॥૧૧॥ અરેરે બળ્યું આ જીવવાનું, માતા પેહેલા મરે પુત્ર; મહારી દ્રષ્ટીએ કેટલી વેળા, ભાગવા બેઠું ઘરસુત્ર॥૧૨॥ ઓરે ઇશ્વર મરણ આપો, માગુછું કરજોડી, નથી તાંતણો સુતરનો કે તાણીને નાંખું તોડી ॥૧૩॥ પુત્ર પધારે મરવા માટે, તે કેમ નજરે જોવાવાય; એમ ધારીને કુન્તા માતા, બહુ કરે ત્રાહ ત્રાહ્ય ॥૧૪॥ પંડ પછાડે આંસુડાં કહાડે, બળી આ કારમી કાય; સર્વ ગયુંને અભાગણી હું, રહી છું અવની માંય ॥૧૫॥ તવ રાય ધરમ એવું બોલ્યા, જ્ઞાનની ગોઠડી કરીયે; સાંભળો માતા મિથ્યા માયા, મુકીછે શ્રીહરીયે ॥૧૬॥ કોની માતા કોના પીતા, કોનાં પારવાર પુત્ર; કોનાં બંધુ કોની બહેની, કોનાં સગાં

ધરસુત્ર ॥૧૭॥ કોની પ્રેમદા કોના પતિ, કોના છે ધનમાલ; સરવ જાય છે મુકી મુકીને, કોઇ આજ કોઇ કાલ ॥૧૮॥ મ્હારૂં માને મુર્ખમતીનાં, નથી કોઇનો કોઇ; ઓરે માતા જાણી ગયો છું, જ્ઞાનદ્રષ્ટીએ જોઈ ॥૧૯॥ સર્પ કાંછળી ઉતારે છે, પણ પોતે તેનો તેજ; તેમ સહુ જીવ દેહ ઉતારે, આત્મા એનો એજ ॥૨૦॥ નથી મરતો નથી અવરતો, અખંડ આત્મા જાણે; વસ્ત્ર પ્રમાણે વપુ ઉતારે, તેમાં શું સોક આણે ॥૨૧॥ તમોને અમો હીમગીરીએ, લૈજાત અમારી સંગ; પણ ચરણે તમે ચાલી ન શકો, વ્રદ્ધ તમારૂં અંગ ॥૨૨॥ શરીર અશક્ત થાય તેવારે, જીવ માત્રે શું કરવું; પોતાના સ્થળમાં બેઠા બેઠા, હરીભજન આદરવું ॥ ૨૨ ॥ સંપત પ્રમાણે પુન્ય કરવું, માયાનો તજવો સ્નેહ; સાથ સહોદર માનવા મિથ્યા, મિથ્યા માનવો દેહ ॥૨૪॥ જે જીવ હુંને કહેછે મારૂં, તે મોક્ષપદ નવ પામે; માયામાં બંધન રહીને, ભટકાય ઠામો ઠામે ॥૨૫॥ માટે માતા હમતા મમતા, મુકીને આજ્ઞા આપો; તમે રડો છો તે અમથકી, જોવાય નહીં અદાપો ॥૨૬॥ તવ માતાની મતિ ફરીને, મનમાં લાગ્યું સાચું; નહીં કોઇ મ્હારૂં હું નહીં કોની, સગપણ સઘળું કાચું ॥૨૭॥ એવો નિશ્ચય મનમાં આણી, બોલ્યાં.કુન્તામાતા જાવો બેટા પ્રભુને પદ જજો, મુસ્તક મુકયો હાથ ॥૨૮॥ મહારાપણું જ્યાં જતું રહ્યું ત્યાં, નહીં હરખ કે સોક; આનંદ પામી આજ્ઞા આપી, જોઈ રહ્યું અન્ય લોક ॥૨૯॥ પછી પાંચે પંથ ઝાલ્યો, સાથે છઠી નારી; દુનિયાને દંડવત કરીને, નિકળ્યા શુભ સંસ્કારી ॥૩૦॥ મારગ જાતાં હરીગુણ ગાતાં, પોતે ધરમરાય; અરજુન ભીમને સેદેવ નીકુળ, મનમાં ઘણાં મુઝાય ॥૩૧॥ સાંભરે માતા સાંભરે નગરી, સાંભરે સુખ વૈભોગ; અનેક વાર્તા યાદી આવે, દલમાં નડે વિયોગ ॥૩૨॥ એ રીતે ટળવળતા મનમાં, કુન્તાના ચાર તન; તે સાંથે દ્રૂપતી ટળવળતી, ગયા એક યોજન ॥૩૩॥ ધરમરાજા ત્યાં ખમચાયા, બોલ્યા બંધવ પ્રત્યે; મ્હારે તમારે ન બને સાથે, કયાં સત્યે કયાં અસત્યે ॥ ૩૪ ॥ તમો પધારો અવર પંથે, અમે ગમે તેમ જાશું; જુદે પંથે હેમગીરીમાં, સર્વે ભેગા થાશું ॥૩૫॥ તવ અરજુને હાથ જોડ્યા, અમારો સો અપરાધ; ધર્મ કહે માયા ચૈતવન કરી, એ ઘણો આવે બાધ ॥ ૩૬ ॥ અરજુન કહે મ્હોટા બંધુ, કરીએં તમ કહો તેમ; પણ તમને મુકીને અમોથી, અળગા ખસાય કેમ ॥૩૭॥ જો તમો અમોને તરછોડો તો, કહાડીએ અમારા પ્રાણ; તમે કહો તે રીતે વરતીયે, સત્યજ વદીએ વાણ ॥૩૮॥ એવાં દીન

તાનાં વચન સુણી, બોલ્યા ધરમરાય; મનમાં રામનું રટણ કરવું, મુખથી ન બોલાય ॥૩૯॥ મુન્ય ગ્રહી મમ સાથે ચાલો, ચાર બંધુને નારી; એથી આનંદ પામીશ હું તો, વ્રતી થસે શુભ સારી ॥૪૦॥ મોહમાયા બધી મુકવી પુંઠે, આગળનું આરાધન; અખંડ સુખને વિષે જાવું, મળસે જુગ જીવન ॥૪૦॥ તવ સર્વ ભાઇએ નિશ્ચય કીધો, હવે ન ધરવું દુઃખ; હીમાલય જાવું તે ઉત્તમ, માનવું સાચું સુખ ॥૪૧॥ એમ મનવાળી મુન્ય ગ્રહીને, ચાલ્યા પાધરે પંથ; મનને વિષે દ્રઢ વ્રતીથી, સમરે કમળા કંથ ॥૪૨॥ તાપ તડકો વાયુ વેઠે, ચરણમાં કાંટા વાગે; પણ મન એવાં વસ્ય કીધાં કે, દુઃખ જરા નવ લાગે ॥૪૩॥ ક્ષુધા લાગે તો વનફળ તોડી, રૂચી પ્રમાણે ખાય; વન વિષે સરોવર આવે, ત્યાં છીપે તરશાય ॥ ૪૪ ॥ થાક લાગે તવ ટોળે મળીને, વ્રક્ષની નિચે બેસે; આરામ લેઇને થાય ઉભાં, પાછાં પંથ પ્રવેશે ॥ ૪૫ ॥ વળણ ॥ વન પ્રવેશે પ્રેમથી, પુરણ ભક્તથી ભાવ; વ્યાસ વલ્લભ વાણી વદે, ગ્રહ્યું તરવા નામ નાવ.

## કડવું ૯.

રાગ ચોપાઈની ચાલ.

બોલ્યા જયમુનિ મુખ એમ, સુણો જનમેજય ધરી પ્રેમ; ચાલ્યા અરન્ય સતીના સુત, જેનાથી નાસે યમદુત ॥૧॥ એવી ભજનની ધુન્ય ચાલે, માયામાં ચીતવ્રતી ન ઘાલે; માન્યું જુઠું સંસાર સુખ, માન્યું જુઠું દેહનું દુઃખ ॥૨॥ નથી આત્માને સુખદુઃખ જરા, છૈયે ચૈતન્ય દેહથી પરા; આપણે દેહ સગાઈ શાની, અજ્ઞાનથી લે સહુ માની ॥ ૩ ॥ તે તો માયામાં રહે સદા, મોક્ષ મારગ ન મળે કદા; એવું સમજીને વન વહે, પડે રજની ત્યાં પડી રહે ॥૪॥ થાય પ્રભાતને પંથ કાપે, એવી કાયાને કષ્ટી આપે; વાગે ચરણમાં કાંટા ઘણા, તેની વેદનામાં નહીં મણા ॥૫॥ પણ તે દુઃખ મનમાં ન ગણે, મુખ ભગવત ભગવત ભણે; રટે રામતણું એક નામ, સમાવી દીધો ક્રોધ કામ ॥૬॥ નિરમળ મતી અતિ રાખે, રૂંએ રૂંએ રામરસ ચાખે; આવે વિકટ વનની વાટ, તેનો મનમાં નહીં ઉચાટ ॥૭॥ વાંકી ઘાટ ને ટેકરા ટૈયા, ઘોક્યો ખોચો ને આડા ખૈયા; પહાડ પરવતને ગફાને ગીરે, બીડ બિહામણાં ને બધીરી ॥ ૮ ॥ વ્રક્ષ વેલી વનસ્પતી ઝાજી, પશુ પક્ષિ રહે ઘણાં ગાજી; એવું બહુ બિહામણું વન તેમાં પરવરે કુન્તી તન ॥૯॥ એવાં સત્યપુણે ચાલ્યા જાય, એનો મહિ-

મા નવ્ય કહેવાય; તેથી સ્વર્ગતણા સહુ સુર, થયા દરસનને આતુર ॥ ૧૦ ॥ તવ ઈંદ્રરાયે કહ્યું એમ, સર્વ આકળા થાઓ છો કેમ; એક વાર પરિક્ષા લઈયે, પછી દર્શને આતુર થઈએ ॥૧૧॥ એમ કહિ દીધા ખમચાવી, પોતે અપછરાને બોલાવી; જાવો જઈ કરો નાટારંગ, કરો પાંડવનું સત્ય ભંગ ॥૧૨॥ ત્યારે તમોને જાણું સાચી, નહિ તો નૃત્ય કરનાર કાચી; એવી આજ્ઞા ઈંદ્રે દીધી, તવ નારીએ તૈયારી કીધી ॥૧૩॥ જેહ પંથે પાંડવ પળાય, આવી આગળ અપછરાય; બહુ કોમળ અંગની કામા, રૂપ રમણીક બહુ સુખ ધામા ॥૧૪॥ કરી રહી છે થેઈ થેઈકાર, થાય ઝાંઝરનો ઝમકાર; અતિ નખરાં કરીને નાચે, જોઈ તપસ્વીનું મન રાચે ॥૧૫॥ નજરો નજર પાંડવ દેખે, પણ મનથી ગણે તુચ્છ લેખે; નૃત્ય કરી અપછરા થાકી; એણે કાંઇ ન રાખ્યું બાકી ॥ ૧૬ ॥ પછી માન્યની થઇ મસ્તાન, કીધું વસ્ત્ર વિનાનું લાન; એમ માડા ધાર્યા મનસુબા, તવ પાંડવ ખમચાઇ ઉભા ॥૧૭॥ નેત્રો મિચિને નીચું જોયું, અરે માતા શું આ સત્ય ખોયું; તવ વારંગના સરમાણી, મ્હારી મહેનત થઇ ધુળધાણી ॥૧૮॥ બંધ રાખ્યો નાટારંગ, કર્યાં વસ્ત્રો ધારણ અંગ; પછી ગઇ સ્વર્ગ સુદન, જ્યાં સ્વર્ગવાશી રાજન ॥૧૯॥ ત્યાં આવીને લાગી ચરણ, સ્વામી નિરખી નવ ખંડ ધરણ; સત્યવાદીને તપશી લોક, તેનાં વ્રત કર્યાં મેં ફોક ॥૨૦॥ પણ આવા દ્રઢ મનવાળા, આજ સુધી નથી નિહાળ્યા; સતીના સુત સત્યવંત સાચા, એથી અત્તર નર સહુ કાચા ॥૨૧॥ એને ચરણે લાગે જન જેહ, પામે મોક્ષ મારગને તેહ; એવું અપછરા બોલી જ્યારે, દેવ વૈમાન બેઠા ત્યારે ॥૨૨॥ કર્યાં અંતરીક્ષ રહી દરસન, સતી સુત વહિ જાયે વન; એમ ઘણા દિવસ પંથ પળીયા, સત્યવાદી મન વશ બળીયા ॥૨૩॥ એવે એક દિવસ શું થાય, પંથ પળતાં લાગી તરશાય; ધર્મ વિના બંધુ ચાર, થયા તરસ્યા અપરમપાર ॥૨૪॥ એવે આવ્યું સરોવર એક, ત્યાં છે વડનું વ્રક્ષ વિવેક; તેના નિચે બેઠાં નર નાર, જળ પીવા ઉઠ્યા વીર ચાર ॥૨૫॥ જઇ બેઠા સરોવર તીર, જળ પીવા લાગ્યા સુરીવર; પીધું અડધું જળ નિરવાણ, તવ થઇ ગયા પાશાણ ॥૨૬ ભીમ અરજુનને સેદેવ, થયો નિકુળજી તતખેવ; બળવંતા ચારે ભુપ, થઇ પડ્યા પાષાણ રૂપ ॥૨૭॥ જોઇ ધરમ વિસ્મય થાય, મમ બંધુ ચારે કયાં જાય; તવ દ્રુપતિ ભય પામી, આતે શું થઇ ગયું સ્વામી ॥૨૮॥ એમ બેઉને પ્રગટ્યું દુઃખ, ઉતરી ગયા કોમળ મુખ; આ

વ્યું ધર્મના દિલમાં એમ, હવે ગિરિ જવાશે કેમ ॥૨૯॥ અતિ થઈ ગયા ઉદાસ, પડયો પેટમાં પુરણ ત્રાસ; છુટ્યાં નેત્રોમાંથી પાણી, સામી ગફામાંથી થઇ વાણી ॥૩૦॥ એક ગાંધર્વનો ત્યાં વાસ, બોલ્યો મનમાં ધરી ઉલ્લાસ; શીદ સોશ ધરો છો રાય, બંધુની થઇ પાશાણ કાયા॥૩૧॥ ચાર પ્રશ્ન પુછું છું તમને,તેના ઉત્તર આપો અમને;તો તો ચારે તમારા વીર, હતાં તેવાં પામે શરીર ॥૩૨॥ સુણી બોલ્યા ધરમરાય, પુછો પ્રશ્નનો ઉત્તર થાય; બોલ્યો ગાંધર્વ આણી પ્રીત, સુણો ધર્મ દેઇને ચિત ॥વળણ॥ ચિત્ત દેઇને સાંભળો, ઓ યુધિષ્ઠિર રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, પ્રશ્નો ચાર પુછાય ॥ ૧ ॥

## કડવું ૧૦.

### રાગ સામેરીનો દુહો.

જયમુનિ રૂષિ એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પર્મ પવિત્ર કથાય ॥૧॥ ધરમ રાજા સાંભળેને, જીભે જપે રામક્રુષ્ણ; ગફામાંથી ગાંધર્વે ત્યાં, પુછવા માંડ્યા પ્રશ્ન ॥૨॥ બ્રાહ્મણ શાથી જાણીયેને, શાથી જાણું સન્યાશી: શાથી તપણી સમજી લેવા, ગ્રહસ્તી બતાવો તપાસી ॥૩॥ એ રીતે ચારે પ્રશ્ન પુછયા, સાંભળ્યું ધરમરાય; પછી પોતે કહેવા લાગ્યા, બ્રાહ્મણનો મહિમાય ॥ ૪ ॥ બ્રાહ્મણ શાથી જાણવો તે, સમજાવું શુભ સાર; બ્રહ્મ યોનીથી ઉત્પન્ન થયો, બ્રાહ્મણ નહિ નિરધાર ॥૫॥ બ્રહ્મ યોનીથી ઉપજ્યા માટે, સુધ્ય સમજવો દેહ; ઉપવિતનો સંસ્કાર થવાથી, દ્વિજ જાણવો તેહ ॥૬॥ વેદાભ્યાસે વિપ્ર સમજવો, પણ બ્રાહ્મણ નવ ભણવો, યથાર્થ રીતે બ્રહ્મને જાણે, તેને બ્રાહ્મણ ગણવો ॥૭॥ પ્રથમ પ્રશ્નનો ઉત્તર એ છે, એમ કહ્યું જે વાર; હતો તેવો વરકોદર થયો, વાયુતણો કુંવાર ॥૮॥ બીજું પ્રશ્ન છે સંન્યાસીનું, તેનો ઉત્તર દેવું; ચોથી સ્થીતિ વય થાય, ત્યારે બ્રાહ્મણે સન્યસ્ત લેવું ॥૯॥ તે પણ રહેવું નગ્રથી અળગા, નારીનો નહીં પડછાયો; સ્વાદ રહિત અન્ન ભોજન કરવું, ન કરવો વિતમાયો ॥૧૦॥ ઉપદેશકપણું કદી ન કરવું, નહિ વાત બીજી ત્રીજી; દર્ભાસને સયન કરવું, રહેવું જ્ઞાનમાં રીજી ॥૧૧॥ ઇશ્વર આપે તે ચાર કરવો, જમવું ન ભોજન મીષ્ટ; મોંહોટમ મમતા ત્યાગ કરવી, રહેવું સૌથી કનિષ્ટ ॥૧૨॥ એવી એનેક રીતિ પાળી, રહે તે જન સન્યાશી; વેશ ધરેથી નહીં સન્યા-

શી, જુઓ જ્ઞાન તપાસી ॥ ૧૩ ॥ એવો બીજો ઉત્તર આપ્યો, અરજુન પામ્યો દેહ; ત્રીજો ઉત્તર તપસ્વીનો, કહી ટાળું સંદેહ ॥૧૪॥ ત્રીજું પ્રશ્ન છે તપસ્વીનું, તે સમજાવું સાર; કામ ક્રોધ લોભ તજીને, કંદમુળનો કરે આહાર ॥૧૫॥ ઓછામાં ઓછી અડધી ઉમ્મર, તપ કરે તેને દેઇ; જગતનો જસ ન ધારે મનમાં, અનેક બંધન લેઇ ॥૧૬॥ તેને તપશ્વી જાણવો પુરો, એમ કહ્યું જે વારે; પાષાણ મટી મનુષદેહ પામ્યા, સેદેવજી તે ધારે ॥૧૭॥ ગ્રહસ્તી કોને કહેવે એવો, પ્રશ્નનો ઉત્તર દે છે; ગાંધર્વ પ્રત્યે ધરમરાજા; નિરમળ મનથી કહે છે ॥૧૮॥ નિતિમાં રહી રોજગાર કરે ને, કુટુંબ કબીલો પોષે; સર્વને સુખે થાય સુખી, કોપર ન રહે રોષે ॥૧૯ ॥ સગાં સહોદરને પાળેને, કરે ગૌ વિપ્રની સેવા; આગણે આવ્યાને અન્ન આપે, એકાદશી ફળ મેવા ॥૨૦॥ એવા એવા વ્યવહાર વરતે, તેને જાણવો ગ્રહસ્તી; પાડોશી પોતાનું જાણી, ઇચ્છે શુભ સ્વસ્તી ॥૨૧॥ એવો ચોથો ઉત્તર આપ્યો, નિકુળ પામ્યો દેહ; ગાંધર્વના પ્રશ્નના ઉત્તર, દૈટાળ્યા સંદેહ ॥૨૨॥ હતા તેવા ચારે બંધુ, બન્યા જેણીવાર; પાછા પંથે પળવા લાગ્યાં, પાંચ પુરૂષને નાર ॥૨૩॥ મારગ જાતાં હરી ગુણ ગાતા, લાગી ભજનની ધુન્ય; રામ નામ રટે રૂદેમાં, મુખ ગ્રહ્યું છે મુન્ય ॥૨૪॥ એવી રીતે પંથે પળતાં, રહેતાં મનમાં ખુશી; એવામાં અંત્રીક્ષ મારગથી, જોયું નારદ રૂષી ॥૨૫॥ તે નારદે મન વિચાર્યું, આજ મને ઠીક ફાવે; આ ઠેકાણે લડાઇ થાય તો, મઝા જોવાની આવે ॥૨૬॥ એવું સમજી નારદ રૂષી, ત્યાંથી થયા વિદાય; એ વનમાં એક ડુંગર મહોટો; ત્યાં ગયા રૂશીરાય ॥૨૭॥ તે ડુંગરમાં નગ્ર અલોકીક, વસે રાક્ષસ લોક; ભયંકર દેશ બિહામણો છે, સુરને ઉપજે શોક ॥૨૮॥ મેઘનાદ નામે રાક્ષસ રાજા, બળવંતો અપાર; લાંબો પહોળોને પોચેતો છે, ક્રોધ ઘણો ગુમાર ॥૨૯॥ તેના મહેલમાં નારદ આવ્યા, મેઘનાદ લાગ્યો પાય; આજ મહારાજ મુજ ઘેર આવ્યા, શી થઇ છે ઇચ્છાય ॥૩૦॥ કરૂણા કરીને દરસણ દીધાં, મુને કર્યો પાવન; એટલે નારદ જાણી જોઇને, જોવા લાગ્યા જોબન ॥૩૧॥ ધન તારા સુખને ધન તુજ શોભા, ધન તારો વૈભોગ; દંપતી સંપતી સાચી તહારે, નગરી પણ નિરોગ ॥૩૨॥ આ વૈભવને આ સુખ શોભા, શું કહું કથી કથી; પણ તુજ ઘરમાં તારા લાયક, અબળા એકે નથી ॥૩૩॥ તબ દાનવને માઠું લાગ્યું, વાણી વદયો મુખ એમ; ઓ મહારાજા એટલી ખામી, તે સારું કરૂં કેમ ॥ ૩૪ ॥ મુજ લા-

ચક્ર અબળા બતાવો, તો આપું સરપાવ; એ વારતાનો મ્હારા મનમાં, ઘણા દિવસથી ભાવ ॥ ૩૫ ॥ પણ ભાળ લાગતી નથી કાંઇ, તમો શોધી લાવો; નહીં તો હું પંડે લઇ આવું, જયાં હોય ત્યાંથી બતાવો ॥ ॥૩૬॥ વળણ ॥ બતાવો અબળા મુને, ઓરે નારદ મુન્ય; પ્રેમદા કાજ વલ્લભ વદે, દાનવ થઇ ગયો સુન્ય.

## કડવું ૧૧.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય; વીસ્તારી તુજને સંભળાવું દ્રુપતિ હરણ કથાય ॥ ૧ ॥ મેઘનાદ અપસોશ થઇ બેઠો, તારૂણીમાં તદાકાર; નારદજી કહે કલેશ ન કરતો, બતાવું અમુલ્ય નાર. ॥૨॥ તુજ જેવો કો નહી ભાગ્યશાળી, કર્મ રેખા સારી કાહાવી; ત્રીલોક મોહની તુજ નગ્રની, સમીપ ચાલી આવિ ॥૩॥ જેને સારૂ શીવ સરીખા, ભસ્મ ચોળીને બેઠા, વીષ્ણુ વઇકુંઠ મુકી રહ્યા, પાતાળવીશે પેઠા ॥૪॥ તેવી અબળાએ હેમગીરી, ગળવા ઝાલ્યો છે પંથ; પણ તેની સાથે જાય છે ગળવા, પાંચે એના કંથ ॥૫॥ કામની માટે કંથ એના, ગળવા સારૂ જાય;એતો નારી દુર્લભ સપ્ને થાય દર્શન કયાંથી થાય. ॥૬॥ કબીરા જે કુટુંબ તારૂં તે વાવ્યમાં માર્યા, તે મારનારા સ્વામી એના, કોથી નવ જાય હાર્યા ॥૭॥ જો સામ્રથ હોય તુજમાં તો, જા જઇને લાવ્ય નારી;જો એ નારી આવે તો તો, સફળ કરણી તારી ॥૮॥ એવું કહીને નારદ રૂશી, થયા અંતરધ્યાન; ભામની ભાગોળે આવેલી જાણી, ઉઠયો અસુર મસ્તાન ॥૯॥ મનડું ચીડાવિ કચ્છ ભીડાવી, ભુજમાં ભાલો ઝાલ્યો; રક્ત લોચનને રાતો તાતો, થાતો પોતે ચાલ્યો ॥૧૦॥ ડુંગર ઉપર ચઢીને જોયું, દીઠાં નરને નાર; દ્રુપતીનું સ્વરૂપ દેખીને, બનીઓ તદાકાર ॥૧૧॥ અહો આજે માહારૂં ભાગ્ય ભળીયું ટળીયું જનમનું દુખ; જન્મ ધરીને આજથી મુને, મળશે સંસાર સુખ ॥૧૨॥ હરખ્યું રૂદે ભાગ્યજ ઉદે, આજથી થયું માહારૂં; નાર લેઇ જઇ નારદજીને સરપાવ દેવો ધારૂં ॥૧૩॥ કામનીના કંથ મને શું કરશે, કરૂં કાળો કેહેર; રામા લેતાં રોકે મુજને, તો તો મારૂં ઠેર. ॥૧૪॥ એમ સમજી નીચે ઉતરીઓ, કર્યો વંઢવાનો ચાળો; પાંડવની આસપાસ ફરેને, દે છે કવડધી ગાળો ॥૧૫॥ ફાવે તેમ બોલે મુઢની તોલે,રીસ ચઢાવા સારૂં, પણ પાંડવ મનમાં એમ સમજે, શું લે છે અમારૂં. ॥ ૧૬॥ બોલે છે તે એને મોઢે,કયાં અડકે છે ગાળો;જેવિ વાણી તેવો પ્રાણી,

છે વઢવાનો ચાળો ॥૧૭॥ પરાણે બોલાવવા ધારે,પણ મુખ બોલતું નથી; શ્વાનની માફક ભસ્યા કરે છે, છોને મરતો મથી ॥૧૮॥ એવી મનમાં શાન્તી રાખી, સુત સતિના જાય; છેવટ અસુર બોલી થાકયો, ચાલ્યો નહિ ઉપાય ॥૧૯॥ ત્યારે રેણુના ખોબા ભરીને મારગમાં ઉછાળે, નેત્ર મીચી તવ પાંડવ ચાલે, ઉચું જરા ન ભાળે ॥૨૦॥ એટલે અસુરે ઉત-પાત માંડયો, કટી કશીને બાંધે; પુઠેથી પ્રેમદાને ઉપાડી, પોતે લીધી ખાંધે ॥૨૧॥ તવ દ્રુપતિએ બુમ પાડી, વારે ચઢો મમ નાથ; સત્યવંતાની સુંદરી હું, પડી પાપીને હાથ ॥૨૨॥ મુને મુકીને જાવું ન ઘટે, છોડાવો મમ કંથ; તે પછી સૌ હળી મળીને, ઝાલીયો પુન્યનો પંથ ॥૨૩॥રાંકડી રામા રાઢ નાખે, સાંભળીને પડે ત્રાસ; એટલે ધરમે વીચાર કીધો, નારી થઇ નીરાશ ॥૨૪॥ એને છોડાવવા ચીત ચોટાડું, તો ચુકું મમ ધ્યાન; મુશ્કેલ મારગ કો ન મુકાવે, સાચો સગો ભગવાન ॥૨૫॥ એ ઉપાધીમાં આપણ કયાં પડીએ, સહુના ભાગ્યા સહુ વેડે; સુમારગે ચડતાં ચાતુરા, સર્વને નાંખે હેઠે ॥૨૬॥ એવું સમજી ધરમરાયે, જુવતી સામું ન જોયું; અરજુનજીએ પોકાર સુણી, પ્રેમદામાં મન પ્રોયું ॥૨૭॥ પણ મનમાં એ-વું આદરીયું, માનુનીનો મોહ સદા; જયાંને ત્યાં અબળાને માટે, થાયછે આપણે અદા ॥૨૮॥ જંજાળ છોડવા સમો આવ્યો, તેમ છતાં શીદ વ-ળગું; આ વેળા અબળાનું સગપણ, માહારે મુકવું અળગુ ॥૨૯॥ એવું સમજી મુન્ય ગ્રહીને, ધર્મની પુઠે જાય; તવ સેંદેવજી જ્ઞાન દ્રષ્ટીએ,સમજી રહ્યા મનમાંય ॥૩૦॥ નીકુળના મનને એમ લાગ્યું; મન માહારે કયાં ધરવું; મોહોટા બંધવોને મરજી નથી તો,માહારે બોલી શું કરવું ॥૩૧॥ એમ સમજી શાન્તી ગ્રહીને, નીકુળજી વહે વાટ; વાયુ નંદન વ્રકોદરને, અતી થયો ઉચાટ ॥૩૨॥ અરેરે નીરાધાર અબળા, એનું નહિ કોઇ સં-ગી; માહારે તો પક્ષ કરવી એની, છો થાતા વ્રત ભંગી ॥૩૩॥ વળણ ॥ વ્રત ભંગ છો થાય માહરૂં, ઘટે છોડાવવી નાર; વ્યાસ વલ્લભ વાણી વદે, થયો વ્રકોદર તૈયાર.

## કડવું ૧૨.

### રાગ ઝુલતી ચોપાઇ.

બોલ્યા જય મુની મુખ વાણી, રાય સાંભળો ઉલટ આણી; ચડી વ્રકોદરને રીસ; મારૂં અસુર ધોળે દીશ ॥૧॥ ચાર ભાઇમાં નથી વીવેક,

એતો જાળવી બેઠા ટેક, પણ પાપી સતીને હરે; સતિનું સત્ય સૌ ભંગ કરે ॥૨॥ તેથી પાતક મોહોટું થાય, આપણું કુળ નર્ક પળાય, એતો પહેલું બેસે પાપ, બીજા અબળા તણા અહાપ ॥૩॥ રામા રઝળતી મુકી ને જાવું, એ તો વિશ્વાસઘાતી થાવું; પડે બ્રહ્માંડનો નીસાસો, કદી ન મળે ત્રઈકુંઠ વાસો ॥૪॥ તેતો સમજતા નથી મમ વીર, એમ વીચાર્યું ગુણગંભીર; રૂંએ રૂંએ વાપ્યું સુર, થયો ક્રોધાતુર ભરપુર ॥૫॥ રક્ત થઇ ગયા લોચન, ઉછળ્યો કુન્તીનો તન; મુઠી વાળીને મુકી દોટ, જઇ પાપીને કીધી ચોટ ॥૬॥ ગાજ્યો પાપી મહા બળ દાખી, પેહેલી અબળાને ધરણ નાખી; પછી કચ્છ ભીડાવી દીધો, ખરેખરો ખુંખારો કીધો ॥ ૭ ॥ માહા દુષ્ટ બુદ્ધિનો દંભ, ભીમ સામી ઠોકી ખંભ; તવ ભીમસેન સામો થયો, પેહેલો પાપી બાજવા ગયો ॥૮॥ તવ બે બળવંતા ગાજ્યા, જાણે ઐરાવત ગજ બહાજ્યા; તવ નગરીના અસુર લોક, આવ્યા જોવાને થોકાથોક ॥૯॥ સઉ ડુંગર ઉપર ઉભા, સૌને જોવાના મનસુબા; બાજ્યા બળીયા બેઉ અપાર, એક એકને મારે માર ॥૧૦॥ મારે ગડદા પાટુંને કુણી, તેથી શરીર જાયે સુણી; વળી મારે છે ધીકા ધીક; તેથી ઉપડે હૈયામાં હીક ॥૧૧॥ હાડે હાડ આવ્યાં થઇ જાય, ઘાલે ગાંઠ્યો અંગની માંય; કાળાં લાલ ચકામાં પડે, દાંત પિશી પિશીને વઢે ॥૧૨॥ નાંખે કારમી ચીસે ચીસ, વળી લડાવે શીશ; વળી ખભે ખભા પછાડે, પગની આંટી ધુંટી પાડે ॥૧૩॥ જેમ જેમ જેનો દાવ આવે, લડે છે જેમ જેને ફાવે કોઈ પાછો ન પડે લેશ, એક એકના તાંણે કેશ ॥૧૪॥ ડોક નિચી કરીને નમાવે, એક એકના દાવમાં નાવે; મારે ગાલમાં ગડદા તાણી, તેથી રૂધિર રેલ રેલાણી ॥૧૫॥ નીચા નમી નમી ગ્રહે ચરણ, એક બીજાને ઢાળવા ધરણ; પણ દાવ કોઇ નવ ચુકે, જોઇ જોઇને પગલાં મુકે ॥ ૧૬ ॥ એક એકના આંમળે કાન, બેઉ થાય અતિ હેરાન; એવે વરકોદર જોઇ લાગ, બેશી ઝાલ્યો પાપીનો પાગ ॥૧૭॥ ઝાલી ચરણ ઉભો થયો, તેવો અસુર ઢળી ગયો; તેવો દાવ વરકોદરે કિધો, એનો ચરણ તળે લીધો ॥ ॥૧૮॥ બીજો ચરણ છે એના કરમાં, ઘણું સુર આવ્યું વરકોદરમાં, એ તો દારૂણ દૈવત દાખ્યો, પહોળા પાય કરી ચીરી નાંખ્યો ॥ ૧૯ ॥ થયાં ચિતાળીયાં બે જ્યારે, ગયો મેઘનાદનો જીવ ત્યારે; જાણ્યા ભીમ તણા ભુજ માઠા, તવ જોનારા અસુર નાઠા ॥૨૦॥ સહુ નગરીમાં ગયા નાશી ભીમે મનમાં જોયું તપાસી; આ તો પાપીતણું છે ગામ, તેનું રહેવા ન

દેવું નામ ॥ ૨૧ ॥ એમ સમજીને ડુંગર લીધા, એના નગ્રમાં ફેંકી દિધા; તેથી કચરાણા સહુ પાપી, ભીમે સર્વને જમપુરી આપી ॥૨૨ ॥ એવો અસુર નિકંદન બળિયો, પછી પ્રેમદા લઇને વળિયો; જઇ પોતાના ભ્રાતોને મળીયો, સહુની સાથે પંથે પળીયો ॥૨૩॥ ચાલ્યા જાય હરિગુણ ગાતાં, મનથી અતિ આનંદ થાતાં; એવે મારગમાં શું થાય, જે મેઘનાદનો પિતાય ॥ ૨૪ ॥ તે તો થયો છે પ્રેતની જાત, તેવા તેના ત્રઇણે ભ્રાત; તેવા તેમણે જાણી વાત, કરી મેઘનાદની પ્રાણ ઘાત ॥૨૫ ॥ માટે આપણ જઈ વહેર લઇએ, પેલા પાંડવને દુઃખ દઇએ; એમ ધારીને ચારે ભુત, ગયાં જ્યાં છે સતીનાં સુત ॥૨૬॥ જઇ વરકોદરને નડીયા, ભીમને પગે બહાજી પડીયા; તવ ભડકયો ભીમ ભરપુર, મને બહાજ્યો કીયો બહાદુર ॥૨૭॥ એમ ત્રાશીને અળગો પડીયો, કરી પ્રેતે દોટા હડિયો; ભીમે ઓળખીયાં તે પ્રેત, પછી થઇ ગયો સાવચેત ॥ ૨૮ ॥ લાંબા ભુજ કરીને ઝાલ્યાં, બબે બેઉ બગલમાં ઘાલ્યાં; પછી દાબીને નરમ કીધાં, તવ ચાર પ્રેતો બીધાં ॥ ૩૦ ॥ ક્ષમા કરો લાગીયે ચરણ, શિદ કરો અમારાં મરણ; ત્યારે ભીમ બોલ્યો તે ઠામ, કરો હું કહું તેટલું કામ ॥૩૧ ॥ તો તો જીવતા તમને મુકું, નહિ તો આ વેળા કેમ ચુકું; તવ પ્રેત બોલ્યા બેઉ પાસ, અમો છઇએ તમારા દાસ ॥ ૩૨ ॥ તમો જે કહો તે કામ કરિએ, તમારૂં વેણ મુસ્તક ધરિયે; ભીમ કહે છુટાં કરૂં તમને, પણ વિશ્વાસ શું આવે અમને ॥૩૩॥ પ્રેત કહે લ્યો આ વચન, રજા લઇને જાશું સદન; તવ ભીમે બગલમાંથી કહાડ્યાં, પહેલાં પોતાને પાય લગાડ્યાં ॥ ૩૪ ॥ વળણ ॥ પાયે લગાડ્યાં પ્રેતને, સુણ જનમેજય રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો સહુ શ્રોતાયઃ—

## કડવું ૧૩.

### રાગ આશાવરી.

જયમુની રૂષી એણીપેર બોલ્યા, સુણ જનમજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પર્મ પવિત્ર કથાય ॥૧॥ ચારે પ્રેતને સાય પડાવી, બોલ્યો વરકોદર એમ; કોણ તમે છો કયાંથી આવ્યા, મુજને વળગ્યા કેમ ॥ ૨ ॥ તવ પ્રેત ભુજ જોડીને બોલ્યા, સુણો અમારી વાત; જે મેઘનાદને તમે માર્યો, તેનો હું થાવું તાત ॥ ૩ ॥ આ ત્રણ જણ છે મારા બંધુ, અમો અતિ અધર્મી; પાતકથી પ્રેત યોની પામ્યા; ઘણા હતા કુકર્મી ॥

૪ ॥ જનમીતે જોઇ નથી નીતિ, અનીતિનો ભારો; ડગલે ડગલે જીવો હણીયે, સત્યતણો ઉધારો ॥૫॥ જીવતા જીવોને મહા દુઃખ દઇયે, રીબાવીયે મન મુકી; ઉંચી વરણ વટલાવી દઇયે, મોઢામાં થુંકી થુંકી ॥ ૬ ॥ બ્રાહ્મણને તો ભક્ષજ કરીયે, ધેનુંને ઢાળીયે ધરણ; ધર્મ સ્થાપકમાં ધાંધલ કરીયે, પુન્યમાં દઇયે ચરણ ॥૭॥ કુંવારકાથી જાર રમીયે, મદ્યપાન દીવસ રેહેણી; ગરીબોના ગર્થ હરીયે, ન ગણીએ જગકહેણી ॥૮॥ ઢોંગ ધતુ તારને ધુત વિદ્યા, પાખંડ ને પરપંચ; જ્યાંથી ત્યાંથી વિત હરીને, સાંચિએ અમારા સંચ ॥ ૯ ॥ સુરની સાથે દ્વેશ કરીએ, આખો દિવસ નિંદાય; રીબાવીને પશુ પક્ષી હણીયે, ગણિએ નહિ હત્યાય ॥ ॥ ૧૦ ॥ વળી પશુને કુકર્મ કરીએ, તોડીએ ગંગા તીર; સરોવરમાં તરસ્યા જીવને, પીવા ન દીજીએ નીર ॥૧૧॥ સજીવન જીવને આખા ગળીયે, ધરીયે ન મનમાં ત્રાસ; તે જીવ ત્રાસે તે દેખીને, થઇયે મન હુલ્લાસ ॥૧૨॥ અવર જીવનું સુખ દેખીને, થઇએ દલમાં દુઃખી; અવર જીવને દુઃખી દેખી, અત્યંત રહીએ સુખી ॥૧૩॥ ભ્રષ્ટવેડામાં ભારે રાજી, અનિતીમાં અતિ; આચાર વિચાર દેખી બળીયે, નિતિપર અપ્રીતિ ॥ ॥૧૪॥ સર્વથી શ્રેષ્ટ થવાની ઇચ્છા, શ્રેષ્ટ દેખી દુભૈયે; ભગની દીકરી દોહિતાનું, ધન અન્ન ખુશીથી ખૈયે ॥૧૫॥ રૂસવટ લાંચોમાં નહીં ટાંચો, હસી હસી તે હરીયે; પક્ષપાતો રાખી રાખી ને, રાજ્યતણા ન્યાય કરીએ ॥૧૬॥ અવર જીવને ખોળીયે ખોડચો, પોતાનું રાખીએ ઢાંકી; લેવામાં સુધાં વેણ વદીયે, દેવામાં વાતવાંકી ॥ ૧૭ ॥ જથા વાળાની જોડમાં મળીયે, એકલ વાયાના સામા; અધર્મિનો ઉગારો કરીયે, ધર્મિને ઘેર ધામા ॥૧૮॥ પાપીજમને પુષ્ટી દૈને, પુન્યશાળીને પીડુ; અધર્મ કરવા ઉસ્કેરૂ સૌને, ધરમીષ્ટ ઉપર ચીડુ ॥૧૯॥ ગુણીજનને ગોદા ઘાલુ, અવગુણીયાનો સંગી; નાસ્તીક જનપર આસ્તીક હું તો, તપ વ્રત નીમનો ભંગી ॥૨૦॥ સકલ વરણ એકે આરે, ચાલે તેમાં રાજી; અમારે તો ડગલે ડગલે, વહાલી દગલબાજી ॥ ૨૧ ॥ એવા અતિ અવગુણ અમારા, કહેતાં ન આવે પાર; એવાં અતિશે પાપ કરીને, પામ્યા પ્રેત અવતાર ॥૨૨ ॥ વરકોદરે એવી વારતા સુણી, મનમાં ધાર્યું એમ; આવા જુલમી જીવોને મુજથી, જીવતા મુકાય કેમ ॥૨૩॥ ઠીક છે વારૂ પછી વેત ધારૂ, મહારૂં કાઢી લેઉ કામ; એવું સમજીને ભીમ બોલ્યો, ચારે થાઓ ગુલામ ॥૨૪॥ તવ પ્રેત બોલ્યા દાસ તમારા, જે કહો તે કામ કરીએ; ભીમ

કહે લાવો ફળ મેવા, ક્ષુધાતુર પેટ ભરીએ ॥૨૫॥ પ્રેત કહે લેવાને જઇએ, લાવતાં લાગે ન વાર; ભીમ કહે નહીં આવો તો કકળીસ અપરપાર ॥૨૬॥ જ્યાં હશો ત્યાંથી શોધી કાઢીને, કરીશ કાળો કેહેર; ઘણા દન રીબાવી, રંજાડી મારીશ ઠેર ॥૨૭॥ પ્રેત કહે પુરાં પાપ હોય તો, તમ કને જુઠા પડીયે; અમે સૌ સમજીએ છીયે, જંપી ન બેશીયે ઘડીયે ॥૨૮॥ એમ કહીને આજ્ઞા લીધી, પરવાર્યા પ્રેત ચાર; વિવિધનાં શોધી શોધીને, લાવ્યા ફળ અપાર ॥૨૯॥ પાંડવ આગળ લાવી મુકયાં, ભીમ થયો બહુ રાજી; તવ અરજુન કહે જાવા દો જીવતા, ન કરો દગલબાજી ॥૩૦॥ તે વાત ધ્યાનમાં ન લીધી ભીમે, હળવે રહીને ઉઠ્યો: ચારે પ્રેતને પકડ્યા પળમાં, રોશ ભરેલો રૂઠ્યો ॥૩૧॥ એટલે પ્રેત તરફડવા લાગ્યા, આ તમને નવ ઘટે; પોતાનું બોલ્યું પોતે ન પાળો, કાંક ચાલો સત્ય વટે ॥૩૨॥ ભીમ કહે તમે અનંત જીવને, છો દુઃખના દેનારા; સધરમીના સાચા શત્રુ, બહુ જીવના લેનારા ॥૩૩॥ દોશ નથી કાંઇ તમને હણતા, કહી બગલમાં ઘાલ્યા; બળ કરીને દબાવ્યા કે, પ્રાણજ નીકળી ચાલ્યા ॥૩૪॥ પછી સરોવરમાં સ્નાન કીધું, પ્રેમે કર્યો ફળ આહાર; પુરણ રીતે ત્રપજ થયાં, પાંચ ભાઇ ને નાર ॥૩૫॥ પછી અરજુનજી એમ બોલ્યા, ઓરે ભીમસેન ભ્રાત; વિશ્વાસ આપી પ્રેતોને માર્યા, કીધી વિશ્વાસ ઘાત ॥૩૬॥ એ તો પુરણ પાતક બાંધ્યું વિચારો મમ વીર; તવ વરકોદર અરજુન પ્રત્યે, બોલી ઉઠ્યો રણધીર ॥૩૭॥ પારથ વીરા વિવેક વિના, તમારી પાસે જ્ઞાન; એકજ જીવ અનેક જીવોને, કરતો હોય હેરાન ॥૩૮॥ તેવા જીવનો ગમે તે રીતે, પરાજય કરવો ભ્રાત; તેથી કાંઇ દોષ ન લાગે, ન થાય વિશ્વાસઘાત ॥૩૯॥ જેવા અધરમી તેવા અધર્મી થૈને તેને હણીએ; એ હણવાથી પુન્ય અતિ છે, પાતક ત્યાં નવ ગણીયે ॥૪૦॥ વળણ ॥ પાતક ત્યાં ગણીએ નહીં; ઓરે મહારા વીર; વ્યાસ વલ્લભ વાણી વદે, શું કહે છે રણધીર.

## કડવું ૧૪.

રાગ ચોપાઇની ચાલ.

બોલ્યા જયમુનિ એમ, રાજા સાંભળ રાખી પ્રેમ; બોલ્યો વરકોદર વાયુ તન, સુણો અરજુન વીરા વચન ॥૧॥ જીજ્ઞાસા નીતી ને દયા, પુરાક્રમ પુરૂષાર્થ કહ્યા; રાખે ચારે પુરૂષાર્થ જેહ, વિવેકી જ્ઞાની જન

તેહ ॥૨॥ વણ વિવેકના જે જ્ઞાની, તે તો એક જાતના અભિમાની; રામચંદ્રે પુરૂષાર્થ ચીર, રાખીને ભોગવ્યો સંસાર ॥૩॥ પુર્શારથ ચાર જેહ, તેનો ભાગી આપુ સદેહ; પહેલું જીજ્ઞાસા તે જાણી લેવું, કોઈ વાતે અજાણ્યા ન રહેવું ॥૪॥ જ્યારે જાણવું ત્યારે શું બાકી, નિતી સાથે અનિતી પાકી; પણ વચનનો લેવો વિવેક, જાણવું અનિતી તજી નેક ॥ ॥૫॥ બીજું પુર્શારથ છે નિતી, માટે જાણતાં રાખવી ભીતી; માટે જાણવાનું જાણી લેવું, નીતિ રહિત છોડી દેવું ॥૬॥ ત્રીજું પુર્શારથ છે દયા તેના મારગ કયા કયા; રહીએ દયા સૌપર રાખી; તો તો થાય અનીતિ આખી ॥૭॥ જેમ તસ્કર ઘરમાં આવે, ખુન કરવા ઈરાદો લાવે; તે વેળા મન લાવીએ એમ, અરેરે બુમ પાડુ કેમ ॥૮॥ જો પાડીશ કારમી પોક, તો તો ઘરમાં ભરાશે લોક; બિચારા તસ્કરને ઝાલે, માર મારે ને ગરદન ઘાલે ॥૯॥ એવું સમજીને દયા રાખે, તવ તસ્કર ખુન કરી નાંખે; પુત્ર પુત્રી પરિવાર મરે, એવી તો દયા અજ્ઞાની કરે ॥ ૧૦ ॥ આ સ્થળે દયા રાખવી કેવી, રાખે તો મતી મુરખ જેવી; ચોથું પુર્શાર્થ પ્રાક્રમ જેહ, દાખવવું જોઇએ તેહ ॥૧૧॥ ખુની તસ્કરને દેવો માર, જીવ જતાં લગી નિરધાર; દયા લાવવી નહીં લગાર, કરવો પુરતો પોકાર ॥ ॥૧૨॥ બને ત્યાંસુધી શિક્ષા દેવી, ફરી અનીતિ ન કરે તેવી; જેથી અનેક જીવો બચે, ખોટું કૃત્ય કરવા નવ મચે ॥૧૩॥ રામે પાપી શું દયા છોડી, નાંખ્યાં અસુરનાં શીશ તોડી; શું રામ હતા અજ્ઞાની, થયા રાવણ સંગ તોફાની ॥૧૪॥ નાના નહિ અજ્ઞાની રામ, કર્યું વિવેકનું એ કામ; એક અનેક જીવડે, તેના સામા સુરો જન ભીડે ॥૧૫॥ અતિ અધરમીને દુખ, કરે અનેક જીવને સુખ; તો તે જનમ્યા જનુની પેટ, નહિ તો ઉઠયો દૈવની વેઠ ॥ ૧૬ ॥ પરદુઃખે ન દાઝયો દલમાં, તેણે જીવતર ખોયું પલમાં; જ્ઞાનીનું જ્ઞાન વિવેક સાથે, તોલ કરી લ્યો તમારે હાથે ॥ ॥૧૭॥ વણ વિવેકે જ્ઞાન લાવી, એ તો અંધ કર જેષ્ટિકા આવી; જેષ્ટિકાવડે પંથ પળાય, કોયે મારગે ચઢી જાય ॥૧૮ ॥ તેની ગમ તેને નવ પડે, અંધ એકજ મારગે ચડે; તેવું વિવેક વિના જ્ઞાન, કદી રીઝે નહીં ભગવાન ॥૧૯॥ એવી બીજે કહી જ્ઞાન વાત, કહે શેદેવ મન મમ ભ્રાત; તુજ પાસે જ્ઞાન વિવેક, નથી અંધરૂપી જ્ઞાન એક ॥૨૦॥ સર્વ સાચવે જ્ઞાનવાન, એક દેશી કેહેવો અભાન; એમ જોશીએ દીધો ટેકો, જ્ઞાન શે જોઇએ વિવેકો ॥ ૨૧ ॥ એમ વાત કહી બહુ વાર, પછી જાવા

તૈયાર; એક કામની ને પાંચ કંથ, ઝાલ્યો હિમાલયનો પંથ ॥ ૨૨ ॥ રામ નામનું રટન કરતાં, પૃથવીપર ડગલાં ભરતાં; જાતાં જાતાં આવ્યું એક વન, લાંબુ પોહોળું વીશ યોજન ॥૨૩॥ મળે નહીં વૃક્ષકે વાડી, મોહોટું મેદાન રેતી જાડી; ત્યાં છે બોડીયો ડુંગર એક, તેમાં ઉંડી ગુફા છે છેક ॥૨૪॥ તે ગુફામાં તપસ્વી રહે છે, કો દી કોકને દર્શન દે છે તે ડુંગરપર પાંડવ જાય, જઈ ઉતર્યા ગુફા માંય ॥ ૨૫ ॥ ત્યાં તો દીઠો બહુ પ્રકાશ, ભીમ બોલ્યો ધરી ઉલ્લાસ; ભાઇ દેવજગો આભાસે, કહી જળ પીવાનું તપાસે ॥૨૬॥ એમ આગળ ગયા જ્યારે, દીઠા તપસ્વી પુરૂષ ત્યારે; તેને જઇને લાગ્યા ચરણે, સ્વામી આવ્યા તમારે શરણે ॥ ॥૨૭॥ અમને મોક્ષ મારગ આપો, ભવોભવતણા કષ્ટ કાપો; તવ તપસીએ જોયું સામું, આ તમને દેખી કષ્ટ પામું ॥૨૮॥ તમો દીસો છો જ્ઞાનવાન, કોક સતીતણા સંતાન; કેમ નિકળ્યા છો વનવાસ, કેમ કરો તીરથ નિરાશ ॥૨૯॥ તવ ધરમ પડીયા પાય, જુઠી જાળમાં કેમ રહેવાય; પાપી પેટની વેઠ છે ઝાજી, તેથી કરવી પડે ઠગ બાજી ॥ ૩૦ ॥ વળી છૈયાં છોકર ને નારી, જે જંજાળ જુલમ ભારી; નથી મળતી નિકળવા બારી, ક્યારે જીવતર લેશું સુધારી ॥ ૩૧ ॥ તમે રહ્યા એકલા હાંઇ, તેથી નથી ઉપાધી કાંઇ; તવ તપસી કહે બેસો ભક્ત, તમે જુઠું જાણ્યું છે જગ્ત ॥ ૩૨ ॥ મહારે થઇ છે ભોજન વેળા, તમે પણ કરો ભોજન વેળા; તમો સરમાશો નહીં કોઈ, હાંઇ આવશે ત્યાર રસોઇ ॥ ૩૩ ॥ ॥ વળણ ॥ એમ કહી બેસાડીયા, સુણ જનમેજે રાય; વ્યાસ વલ્લભ વાણી વદે, તે સમે શું થાય ॥

## કડવું ૧૫.

### રાગ ધન્યાશ્રી.

જયમુની રૂષી એણીપેર બોલ્યા, સુણ પરિક્ષત તન; વિસ્તારી તુજને સંભળાવું, પર્મ કથા પાવન ॥૧॥ પાંડવોને બેસાડીયા તવ, જોયા જેવું થાય; ગુફા માર્ગ તેમાંથી નારી, રસોઇ લાવી ત્યાંય ॥૨॥ રૂમઝુમ કરતી અતિ રૂપાળી, સૌભાગ્યવંતી આવી; એક ભુજમાં થાળ બીજા ભુજમાં, જળની ઝારી લાવી ॥ ૩ ॥ તવ તપસ્વી એમ બોલ્યા, બીજા છ થાળ લાવો; હરિજન મેમાન આજ પધાર્યા, ભોજન ભાવે કરાવો ॥ ॥૪॥ તવ તારૂણી તપસીની પાસે, તે થાળ મુકી ચાલી; અવર ગુફામાં

ગઇ અખળા, પાત્ર કર્યાં બધાં ખાલી ॥૫॥ છ થાળ પીરસી લાવી અખળા, છયેને મુકી દીધા; વિવિધની રસોઇ કરેલી, પાંડવે વિચાર લીધા ॥ ॥૬॥ અહો આ તે વૈભોગ શું છે, આપણે જાણ્યાતા તપસી; પણ કામ ક્રોધ ને મોહ લોભમાં, પડેલા છે લપસી ॥ ૭ ॥ પછી તપસ્વીએ આછમન કરી, કરવા માંડયું ભોજન; પાંડવને કહ્યું તમે આરોગો, ધર્મ વધાયા વચન ॥ ૮ ॥ એ માહરાજા સંદેહ પુછું, તે ટાળો તન તાપ; તપસ્વી કહે ભોજન કરો, નહીં તો દેઇશ શ્રાપ ॥૯॥ એટલે પાંડવ ભય પામીને, કરતા હતા ભોજન; પ્રેમ પુર્વક જમી રહીને, કીધાં જળ આછમન ॥૧૦॥ પછી તપશીની તારૂણી આવી, લાવી રૂડાં મુખવાસ; ખુશીથી સર્વેને આપ્યાં, પામ્યા મન ઉલ્લાસ ॥૧૧॥ પછી તપસ્વી એમ બોલ્યા, કહાડો કાંઇ જ્ઞાન વાત; એટલે ધરમ સન્મુખ બેશી જોડી દીધા બે હાથ ॥૧૨॥ એ રે મહારાજા ઘણાં છે પ્રશ્નો, પુછવાની ઇચ્છા આખી; તમોને ક્રોધ ચડે માટે, પુછું મર્યાદા રાખી ॥૧૩॥ એવું વચન સાંભળીને, તપશી વધા વાણ; મર્યાદ રાખીને પુછો તો, પરમેશ્વરની આણ ॥ ॥૧૪॥ મરજાદ મુકી પ્રશ્ન પુછો, મુને નહિ થાય શોક; જો હું કાંઇ ક્રોધ કરૂં તો, તપ થાય મહારૂં ફોક ॥ ૧૫ ॥ એટલે યુધિષ્ઠિર એમ બોલ્યા, તમે તપસ્વી ભારી; તેમ છતાં શા સ્વાદને વૈભોગ, યોબન વયની નારી ॥ ૧૬ ॥ આ ઉપાધી દેખીને હું, વિમાસુ છું સ્વામી; અગાધ તપ મેં જોયું તમારૂં, પણ આ દીઠી ખામી ॥ ૧૭ ॥ રામા સાથે રંગ ભોગ રમવો, સુખ સજ્યા શયન; પાથરવા પહેરવા ઓઢવાને, મોં ભાવતા ભોજન ॥ ૧૮ ॥ તપસ્વી જન હોય ત્યાગી, પણ તમે ગ્રહસ્થી પુરા; કામ ક્રોધ ને મોહ લોભમાં, નથી જણાતા અધુરા ॥ ૧૯ ॥ તપ બધું જાયછે ધોવાઇ, અમને તો લાગ્યું એમ; ન્યાત નીતિથી ઉત્તર આપો, ટળે અમારો વહેમ ॥ ૨૦ ॥ તપસ્વી કહે ઠીક પુછયું, સાંભળો સતી સુત; હું પણ કાંઇ કહું તમને તો, ન થશો આકળા ભુત ॥ ૨૧ ॥ એમ કહીને તપશી બોલ્યા, કાયાને કેમ દેવી કષ્ટી; કષ્ટી દેવાથી કાયા ભાગે, તેથી ભાગે સૃષ્ટી ॥૨૨॥ ખાધે પીધે કાયા રહે તો, થાયે જપ તપ ધ્યાન; જ્ઞાન મેળવે કાયા હોય તો, રીઝવે શ્રી ભગવાન ॥ ૨૩ ॥ ઇચ્છા ભોજન કરવાથકી, સાવધ રહે શરીર; તે રહેવાથી ભક્તિ કરીને, જીવ ઉતરે ભવ તીર ॥ ૨૪ ॥ શરીર ભાગ્યું તો શક્તિ નાઠી, જપ તપ ધ્યાન શું ધારે; ક્ષુધાથી પીડા પીડે તેથી, જીવડો ભટકાં મારે ॥ ૨૫ ॥ ધ્યાન ન સુઝે

જ્ઞાન ન સુજે, મોક્ષ પછી ક્યાં પામે; શરીરથી સુકૃત કરીને, પાતક સઘળાં વામે ॥ ૨૬ ॥ માટે સ્વાદિષ્ટ ભોજન કરી, શરીરે સાવધ રહેવું; સાવધ રહીને સુકૃત કરવા, કષ્ટ શા સારૂ સહેવું ॥ ૨૭ ॥ જ્ઞાન ધ્યાન વિણ કષ્ટી કરેથી, મુક્તિ લખી છે શેમાં; ખરો બોધ છે તમને મહારો, શું ચવાશો નહીં તેમાં ॥ ૨૮ ॥ વળી તમોએ અબળા દેખી, મુને માન્યો તપસી; જાણ્યું કે આ કામ જ્વરમાં, તપશી પડ્યા લપશી ॥ ૨૯ ॥ પણ તે વાતનો સંદેહ ભાગુ, સાંભળજો ચિત્ત ધાલી; જીવને કામ જ્વર જાગે ત્યન, બુદ્ધિ રહે નહીં ઝાલી ॥ ૩૦ ॥ જ્ઞાનમાં ધ્યાનમાં ભંગ પડે ને, દો દેશ મનડું ભટકે; સ્થીર મન વિના ભક્તિ ન થાયે, જ્ઞાન ને ધ્યાનજ અટકે ॥ ૩૧ ॥ માટે સુંદરિ સમીપ રાખી, કામથી નિવ્રત થાવું; તો શુભ વ્રતીમાં ભંગ ન પડે, જો દ્રષ્ટાંત બતાવું ॥ ૩૨ ॥ બ્રહ્માએ રાખી વિષ્ણુએ રાખી, શીવે રાખી નારી; શું તે અજ્ઞાની હતા કે, શું અક્કલ ગઇ મારી ॥ ૩૩ ॥ મોટા મોટા રૂષીએ રાખી, જનક વિદેહી જેહ; ઘણા જ્ઞાની પણ અબળાઓ, રાખી રહ્યાતા તેહ ॥ ૩૪ ॥ ઇશ્વરે અબળા ઉપજાવી, તેને જે જન ત્યાગે; તો સૃષ્ટી ભાગ્યાનું પાતક, પુરણ તેને લાગે ॥ ૩૫ ॥ કામજ્વર શાન્તી પામે તવ, અબળા કરવી ત્યાગ; તે વિણ ત્યાગે સૃષ્ટી ભાગે, લાગે પાપ અથાગ ॥ ૩૬ ॥ કૈક કહેશે કામ વસ કીધે, શું કામ નથી ટળીયાં; પણ તે કહેનારા જખ મારે છે, શું શીવથી તે બળીયા ॥ ૩૭ ॥ માહાદેવથી નથી જીતાયો, કામજ્વર વિકારી; તો બીજો કોણ જીતવાવાળો, લ્યો વાર્તા વિચારી ॥ ૩૮ ॥ મહોટાઇ રાખવા મુમત તાણે, જાણે મનમાં સર્વ; કબુલ કરે તો ગણાય કામી, માટે ન મુકે ગર્વ ॥ ૩૯ ॥ વળણ ॥ ગર્વ ન મુકે જાણીને, સમજે મનમાં સત્ય; વ્યાસ વલ્લભ વાણી વદે, હા કહે તો જાય પત ॥

## કડવું ૧૬.

### રાગ સાખીની ચાલ.

જયમુનિ રૂષી એણીપેર બોલ્યા, સુણ પરિક્ષતના બાળ; વિસ્તારી તુજને સંભળાવું, ધ્યાન દેજે ભુપાળ ॥૧॥ મહુલાવાળો એમ કહે કે, કામદેવ નવ જીતાય; તો તેને કહેશે તમે પણ કામી, તો દુઃખ કેમ ખમાય ॥૨॥ પાછી પોતાની હલકાઇ પડે, મહોટા ન માને કોઇ; માટે કામ વશ છે અમારો, જુઠ બોલે જાણી જોઇ ॥ ૩ ॥ મન જાણે પાપ મા

જાણે બાપ, અવર જીવ શું જાણે; હૈયાના ભોળાને ભોટ સરીખા, તે મનવશ પરમાણે ॥૪॥ એ વાતનું મન વશ ન ગણવું,ઓ રે યુધિષ્ટિર રાય; નપુશક પુરૂષ કામવશ કહે, તે તો વાત મનાય ॥૫॥ કામી દ્રષ્ટિ મુળથી મુએલી, તે જન શું કામ જીત્યો; નહીં તો કામ વશ કહેનાર કપટી, છાનાં કર વિપરીતો ॥ ૬ ॥ કાંતો વય વ્રદ્ધ થાય વપુની, તવ કામ તાગ્યો ગણવો; તે વિણુ મહોટાઇ બતાવે તે, ભોરવનારો ભણવો ॥ ૭ ॥ યોબન વયમાં ઘરબાર મુકી, થાય યોગી સન્યાશી; તેને તારૂણી ન મળે તેથી, ન જાણવો અપવાશી ॥૮॥ માનુની નહીં મળે તોપણ, વીર્ય તો ખળીત થાય; ભોમી ભીજાવે તેથી તેને, બેસે બાળ હત્યાય ॥ ૯ ॥ મનુસ્મૃતીમાં કહ્યું છે, ઓ રે કુન્તી તન; ત્યાગી જનને ચોપડવાળું, મીષ્ટ ન દેવું ભોજન ॥૧૦॥ લુખો આહાર કરાવવો તે પણ, પેટ ભરીને નહીં; પેટ ભરીને જો દઇએ તો, વિકાર પ્રગટે મહા ॥ ૧૧ ॥ તેવાને ખાનપાન દે તે, પાતક ભોક્તા થાય; તે કરતા નારી ન તજે તો, કાંઇ ન લાગે લાય ॥ ॥૧૨॥ તપશી મુની કે યોગ સાધક, સુંદરીને તજે; કામજ્વર નીવ્રત પમાડી, સુખરૂપ કાર્ય સજે ॥૧૩॥ માટે કદી કાળ નારી ન તજવી, તજવે ન મળે મુક્તિ; શીવ બ્રહ્મા વિષ્ણુ સરખાયે, કેવી ગ્રહી છે યુક્તિ ॥ ૧૪ ॥ ખરી વાર્તા કહી ખોળીને, ભગવત લીલા ભજવી; પડપંચનું ધન ને પરદારા, અનીતિને તજવી ॥૧૫॥ તે વણ વ્યવહારને નવ તજવા, તજવે ત્રષ્ણા ચોટે; સત્ય રાખીને સાચ્યપણેથી, ધુમવું સુંસરે સોટે ॥૧૬ ॥ મોહજાળનું આ જગત બનેલું, તેમાં રહેવું કેમ; કઠીણ બત્રીસ દંતુ વિષે જીભ્યા રહે છે જેમ ॥ ૧૭ ॥ દંતની સાથે રમણ કરે છે, જીભલડી સુંવાળી; પણ પોતે નથી ચગદાતી, રહે છે બહુ સંભાળી ॥ ૧૮ ॥ તેવી યુક્તિથી જ્ઞાની રહે છે, અજ્ઞાની છેટો છટકે; પછી પુરણ પસ્તાય પોતે, મરકટ રૂપ મન ભટકે ॥૧૯॥ તેથી વિશેષ પાપમાં પડે, તે પાપ કદી ન છુટે; તેવાનો સંગ કરે તેનું, લલાટ જોડે ફુટે ॥૨૦॥ મનુસ્મૃતીમાં એજ કહ્યું છે, ત્યાગી થયો જન જેહ; પ્રેમદાનો પડછાયે ન લેવો, તો ઠીકમાં કાંક તેહ ॥૨૧॥ ત્યાગી ને સંન્યાશીની સેવા, કરવા કામની જાય; તેને પુરણ પાતક બેસે, યમપુરીમાં પળાય ॥ ૨૨ ॥ ભુખ્યાની પાસે રસોઇ આવે તો, હૈડું કેમ ન ટળકે; મહોટા મહોટા મહાંત મુનિ, તેમનાં ચિત્ત ચળકે ॥૨૩॥ મનુસ્મૃતિમાં એજ કહ્યું છે, તે કેમ જુઠું મનાય; તેમ છતાં જુઠું માને તે, જાતે જુઠો કહેવાય ॥૨૪॥ નીતિ વિવેકમાં રહીને, લેવું

સંસાર સુખ; તે વાતનું કાંઇ પાતક નથી, સત્ય વદું છું મુખ ॥ ૨૫ ॥ આથી વિશેષ શું જાણવું છે, શુભ સતીના બાળ; વિવેકથી વ્યવહાર વૈભોગ, લેતાં નહીં કાંઇ ગાળ ॥ ૨૭ ॥ ધર્મરાજાની ધ્યાનમાં બેઠું, પુ-રણ ચીતડું પ્રોયું; ધીમે મોઢું મલકાવીને, ધરમ સામું જોયું ॥૨૭॥ દ્રુ-પતીનું જ્યારે હરણ થયું ત્યારે, મેં કહી વિવેક વાત; પણ તે ધ્યાનમાં નહોતું આવ્યું, ઓ રે મ્હારા ભ્રાત ॥ ૨૮ ॥ ધર્મ કહે સત્ય વાત છે તહારી, ઓ રે મ્હારા વીર; પછી તપસ્વી એમ બોલ્યા, પધારો ગુણ ગંભીર ॥ ૨૯ ॥ એમ કહીને આજ્ઞા આપી, ઉઠ્યા પાંચે ભ્રાત; છઠ્ઠી દ્રુ-પતી સતી તે, ચાલી કંથની સાથ ॥ ૩૦ ॥ હરીગુણ ગાતાં મારગ જાતાં રજની પડે ત્યાં રહે; દિવસ ઉગે એટલે પાછા, પાધરે પંથે વહે ॥ ૩૧ ॥ વનફળનો આહાર કરે ને, સરોવરમાં પીયે પાણી; બને તેટલું રટન કરે, દુઃખી ન થાયે રાણી ॥ ૩૨ ॥ વળણ ॥ એવી રીતે જાય છે, પાંચ પુરૂષ એક નાર; વ્યાસ વલ્લભ વાણી વદે, આગળ કરૂં વિસ્તાર.

## કડવું ૧૭.

### રાગ રગતાવળીની ચોપાઇ.

બોલ્યા જયમુનિ મુખ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; કળી યુગ બેઠો જેવારે, ધરમ રાજ છોડ્યું તેવારે ॥ ૧ ॥ કળીના મનને થયું એમ, હીમાળે ગયા પાંડવ કેમ; મને જાણ્યો નબળો ને નીચ, એમને ન ગમ્યો મારો કીચ ॥ ૨ ॥ પણ મ્હારા કીચમાં રોળું, એ તો સતીયાનું સત્ય બોળું; ત્યારે કળી કહાવું નામ, સત્ય છોડવું જઇ તે ઠામ ॥ ૩ ॥ મ્હારા ઝપાટામાંથી જાય, હું તો હાર પામ્યો ગણાય; એ તો કહેવાય સતીના છોરા, મ્હારા વારામાં શું જાય કોરા ॥ ૪ ॥ નળરાય સરીખા બળીયા, તેવા મ્હોટાને પણ મેં છળીયા; દમયંતી સરિખી સતી, જેણે એક કીધો પતી ॥ ૫ ॥ તેને દુઃખ દીધું મેં અતિ, કરી નાંખી મહા મા-ઠી ગતિ; તેના કરતાં શું દ્રુપતી સતી, જેણે કીધા છે પાંચ પતી ॥ ૬ ॥ એને ભ્રષ્ટ કરી કષ્ટ દેવું, થકવી મુજ પંથમાં લેવું; નળ સબળ ગણાતો જગમાં, પણ ઠગાયો હું ઠગમાં ॥ ૭ ॥ પછી પાંડવ તો શા લેખે, જેને ઘણા પ્રાણી ઉવેખે; મ્હારા વારામાં આવેલા જાશે, તો તો વગોણું મ-હારૂં થાશે ॥ ૮ ॥ હવે કરવું છે મહારે રાજ, કોણ કરવા દેશે ધાર્યું કાજ; હજી ઘણા દહાડા મારે લેવા, કેમ પાંડવ જાવા દેવા ॥ ૯ ॥ એમ જાણીને

કળીયુગ કોપ્યો, સત્યવાદીની મરયાદ લોપ્યો; જાય છે પાંડવજે પંથ, પાપી આવ્યો કરીને ખંત ॥ ૧૦॥ એક નગ્ર બનાવ્યું વનમાં, જોઇને મોહ પગરે મનમાં; ફરતો કોટ કાંગરા ઝાજા, કર્યા ફરતા દસ દરવાજા ॥૧૧॥ ત્યાં બેઠા દસ દસ દરવાન, ઉઘાડાં ખડગે મસ્તાન; કળી થઇ બેઠો ગામ રાજા; એના તાબામાં શેવક ઝાજા ॥ ૧૨ ॥ વળી રહી મનમાં ઘણી માઝા; વાગે દુંદુભી ડંકા ને વાજાં; એવું નગ્ર દીઠું સતી તન, તવ ધર્મ વધ્યા વચન ॥ ૧૩ ॥ ચાલો ભાઇ આ ગામમાં જઇએ, અન્ન લઇનેરાંધી ખઇએ; ઘણા દહાડા અન્ન વણ ગયા, માટે અન્નના આતુર થયા ॥ ૧૪॥ એમ વિચારી નગ્રમાં જાય, કળીનું કર્યું કયાંથી કળાય; ધામધુમને શોભા જોઈ, સ્તબ્ધ થઇ ગયા સહુ કોઇ ॥ ૧૫ ॥ રૂપ રંગમાં રૈયત સર્વ, ધ્રુપતી શું ધરી શકે ગર્વ; એના સરખી રામા રૂપાળી, થયા ત્રપત નગર નિહાળી ॥ ૧૬ ॥ તવ વરકોદર વધ્યો વાણી, તુચ્છ દીસે ધ્રુપતી રાણી; તહ કળીએ કર્યા બે દુત, તે ગયા જ્યાં સતીના સુત ॥ ૧૭ ॥ ભીમની વાત સુણી તે બોલે, નથી રૂપ કોનું રાય તોલે; રાજાને નિરખ્યો હોય તમે, તવ જીવ તમારો ભમે ॥ ૧૮ ॥ ઇંદ્રિ ચંદ્ર તારા ને ભાણ, તે તો થાકયાં કરીને વિખાણ; વિષ્ણુ સરખા વિચારમાં પડીયા, આવા રૂપાળા કોણે ઘડીયા ॥ ૧૯ ॥ ગૌર વરણ તેજ રૂપ ધામ, દેખી વિષ્ણુ થઇ ગયા શામ; આવી વારતા થાય છે જ્યારે, કળી અશ્વે બેશી આવ્યો ત્યારે ॥ ॥ ૨૦ ॥ અતિ રૂપ રૂપનો અંબાર, જોવા લાગ્યા કુન્તી કુંવાર; એવે ધ્રુપતીએ જોયો દ્રષ્ટ, સતી સમજી ગઇ સ્પષ્ટ ॥ ૨૧ ॥ ન હોય મનુશ દહીત કે દેવ, કોઈ કપટી અશ્વ મેવ; મને મને મોહ લગાડવા આવ્યો, એણે રૂપાળો ચહેરો બતાવ્યો ॥ ૨૨ ॥ પતિ વિના અવર જન ભ્રાત, તે તો દુષ્ટ શું જાણે વાત; એનું રૂપ શું કરવું મહારે, ખાલી પીલી ખોટો મોહ ધારે ॥ ૨૩ ॥ એમ ધારીને નીચું ઘાલ્યું, તવ કળીનું કાંઇ ન ચાલ્યું; કર્યો કળીએ મન વિચાર, મન ચમકયું નહીં લગાર ॥ ૨૪ ॥ જો જરા મન વિભળ થાય, તો પ્રવેશુ બુદ્ધિ માંય; પછી કુ પંથ દેવું ચડાવી, એના કંથની સાથે લડાવી ॥ ૨૫ ॥ એમ ધાર્યું ને થયો નિરાશ, એણે અબળાની મુકી આશ; પછી પાંડવ ક્ષુધાતુર, ઉતર્યા છે મોઢાના નુર ॥ ॥ ૨૬ ॥ એક વીંટી અરજુનની પાસ, વેચી નાંખી અન્નની આશ; તે વાતે ધનનું અન્ન લીધું, રાંધી જમવાનું મન કીધું ॥ ૨૭ ॥ ગયા વાડવની ફળી માંય, એક બ્રાહ્મણ દીઠો ત્યાંય; તેને કહ્યું કે ઓ મહારાજ,

અમારે રાંધી ખાવું આજ ॥ ૨૮ ॥ તમારી માંડવી સ્વચ્છ જોઇ, તેમાં કરવા દો રસોઇ; બોલ્યો વિપ્ર અરે એ બાપુ, લાવો મુજ ઘરમાં રાંધી આપુ ॥ ૨૯ ॥ તવ પાંડવે શીધાં દીધાં, તે તો વિપ્રે ઉપાડી લીધાં; અન્ન મુકી દીધું ઘરમાંય, અજામા ઉશજ રાંધ્યું ત્યાંય ॥ ૩૦ ॥ પછી છયે જણાને જોડે, માંડવીમાં બેસાડ્યા કોડે; પછી ઘરમાં પીરશી થાળ,બહાર લાવી મુકયા તત્કાળ ॥ ૩૧ ॥ તવ પાંડવ વિસ્મય થાય. આ શું વિપ્રને ત્યાં કહેવાય; ઉઠી ઉભા થયા સતી તન, કરવું નથી ભાઈ ભોજન ॥ ॥ ૩૨ ॥ તવ વિપ્રે જઇ કર ઝાલ્યા, નાણું આપ્યા વિના કયાં ચાલ્યા; કહે પાંડવ શીધા દીધાં, તોહે કપટનાં કામ દીધાં ॥ ૩૩ ॥ અમે આપ્યું છે પહેલું અન્ન, તોય શાનું માગો છો ધન; અમને અભક્ષા ભક્ષ મેલી, ભાણે બેસાડી કાઢયા હેલી ॥ ૩૪ ॥ તોયે ગળે પડ્યા મહારાજ, કહેતાં અમને આવે છે લાજ; તમે સમજીને રહો અળગા, તવ બીજા લોકો આવી વળગ્યા ॥ ૩૫ ॥ કરેલું આપો નહીં તો શું થાશે, વારતા રાજ દરબાર જાશે; એમ લોકે કર્યો બોબાટ, ભીમ જોઇ રહ્યો એ ઘાટ ॥૩૬॥ આ તો વિપ્ર જાતીને શું કરીએ, કાંઇ શીક્ષા દેતાં ડરીએ; એવે કળી-રાય જાણી જોક, આવ્યો લાવ્યો હુતો સહુ કોઇ ॥ ૩૭ ॥ ઘેર્યા પાંડવને એકાએક, કર્યા હુંકારા ટુંકારા છેક; આવ્યા ગામમાં કરવા તોફાન, માર ખાશોને થાશો હેરાન ॥૩૮॥ તવ પાંડવ બોલ્યા એમ, રાય અ-ન્યાય કરો છો કેમ; વેચાતું અન્ન લાવી દીધું, પછી બ્રાહ્મણે કપટ કીધું ॥૩૯॥ માંસ આહાર લાવી મુકયો અમને, કહી શું દેખાડીએ તમને, ન-થી કર્યું નહીં ભોજન, મુકીને જઇએ છીએ અન્ન ॥ ૪૦ ॥ વળણ ॥ અન્ન મુકી જઇએ અમે, ઓ રે નગ્રના રાય; વ્યાસ વલ્લભ વાણી વંદે, રાય કરે છે ન્યાય.

## કડવું ૧૮.

### રાગ ધનાશ્રીની ચાલ.

જયમુનિ ફરી એણીપેર બોલ્યા સુણ જનમેજે રાય; વિસ્તારી તુ-જને સંભળાવું, કળીયુગ કેરી કથાય ॥ ૧ ॥ કળીરાજા ન્યાય કરવા, વિપ્રને પુછયું એમ; તુને અન્ન આપ્યું છે છતાં, વિશેષ વળગે કેમ ॥૨॥ એટલે વાડવ એમ બોલ્યો, સુણો હકીકત રાય; મહારી બીના સાંભળીને, પછી કરજો ન્યાય ॥ ૩ ॥ અન્નનું અજામાંઉસ બનાવી, રસોઈ સારી

કીધી: ન ખાધું તો નશીબ એમનું, મહેનત નથી દીધી ॥૪॥ રસોઇની હું મહેનત માગુ, વળી વાસણનું ભાડું; વિશ્રામ કીધો તેનું પણ માગુ, આમાં શું છે મહારૂં આડુ ॥ ૫ ॥ તવ કળીરાજા એમ બોલ્યો, વિપ્રતણી ન્યાય વાત; માગે તે આપો નહીં તો તમારા, બંધન કરશું હાથ ॥ ॥ ૬ ॥ વરકોદર કહે એરે રાજા, વિપ્ર મરે છે મથી; વપુને વસ્ત્ર વિના બીજું, અમારી પાસે નથી ॥ ૭ ॥ રાંધેલું રહેવા દીધું એને ત્યાં, તે ભાડુ માની લે ભારી; કળી કહે કાંઇ હોય નહીં તો, આપો તમારી નારી ॥૮॥ ભીમ કહે એ દુષ્ટ મતિના, એ શું બોલ્યો વાણી; તારી સાથે વારતા કીધી, ન્યાય ભરેલો જાણી ॥ ૯ ॥ જેવો રાજા તેવી પ્રજા, અધરમી દીસે ગામ; કળી કહે સત્ય ધરમી છો તો, હાંઇ આવ્યા શું કામ ॥ ॥ ૧૦ ॥ કહો ના કહો પણ કોકની નારી, લાવ્યા છો વેચી ખાવી; ચાલો રે દુતો કેદ કરી દો, અબળાને છોડાવો ॥ ૧૧ ॥ એટલે ઉછળ્યા દુત કળીના, કર બાંધવા કરી તૈયારી; એટલે કળી કર ઝાલીને, ખેંચોટવા ગયો નારી ॥ ૧૨ ॥ તેવી વરકોદરની આંખ ફાટી, પુરણ પ્રગટ્યો કોપ; તેવીજ કળીએ માયા કરેલી, તે કરી નાંખી લોપ ॥ ૧૩ ॥ જોઇને પાંડવ વિસ્મય પામ્યા, કાંક માયાવી કામ; આ ભુમી ક્યાં આપણ આવ્યા, જઇએ બીજે ઠામ ॥ ૧૪ ॥ એવું ધારીને ધશી ચાલ્યો અવર પંથે જાય; આગળ મારગમાં ગયો કળી, તેણે કર્યો ઉપાય ॥ ૧૫ ॥ વન વિશે એક ઝુંપડી કીધી, પાણીની પરવ કહાડી; આવતા જતા મુસાફર માટે, બેઠો સદાવ્રત માંડી ॥ ૧૬ ॥ પાંડવ વનમાં વાડે વહે છે, ક્ષુધા ને તરશા પીડે; શરીરમાં શક્તિ વિનાના, ડોલતા ડોલતા હીંડે ॥ ૧૭ ॥ એવામાં ત્યાં કુપ દીઠો, પર્ણકુટીકા પાસ; ધર્માદાનું અન્ન મળે ત્યાં,ભીક્ષુકને એ આશ ॥ ૧૮ ॥ પાંડવ ત્યાં જઈ ને બીરાજ્યા, કળી બેઠો જળ પાવા; આવો મુસાફર અન્ન જળ મળશે, ન લાગશો ગભરાવા ॥ ૧૯ ॥ ધર્મ કહે છે ધરમાદાનું, અમે ન પીયે પાણી; કુપમાંથી જળ કાઢીને પીશું, પાત્ર દો દયા આણી ॥ ૨૦ ॥ કળીયે કહ્યું એ કુપ વિષે, ઉતરો તો ઉતરાશે; પણ નર નારી સાથે ન જાવું, જાશો તો વિઘન થાશે ॥ ૨૧ ॥ પ્રથમ પુરૂષો પાણી પીયો, પછીથી જાશે નારી; તવ ભીમ મનમાં એમ સમજ્યો, છે કોઈ પાપી વિકારી ॥ ૨૨ ॥ વિકારી જાણી વરકોદરે કહ્યું, નારી પીયે જળ પહેલું; અમથી શરીર અબળા કેરૂં, કષ્ટીથી કથલ્યું વહેલું ॥૨૩॥ માટે જા જુવતી જળ પીવા, દ્રુપતી ઉઠી ત્યારે; કુપ વિષે ઉતરવા લાગ

ભી, ગઈ અંધે સુમારે ॥ ૨૪ ॥ કળીયે કુપમાં ગુફા બનાવી, સુંદીર શોભાવાળી; બ્રહ્મા વિષ્ણુ શીવ સરીખા, મહા મોહ પામે ભારી ॥૨૫॥ હીંચોળા ખાટચો ઢાળી ચોપાટચો, અત્તર ફુલેલ સોડે; સતી નારી થાય વિકારી, કામ કરેલું કેડે ॥ ૨૬ ॥ દેવરૂપે થઇ કળી બેઠલો, ધુપતીએ દીઠો દ્રષ્ટ; જાણ્યું કહે છે કોક દેવનો વાસો, એવું સમજી સ્પષ્ટ ॥ ૨૭ ॥ દરસન કરીયે પાપ નિસ્તરીએ, અબળાએ ધાર્યું મનમાં, શાસ્ત્ર રીતીથી ન્યાય નીતિથી, તોલ કર્યો વળી તનમાં ॥ ૨૮ ॥ જો હોય કપટ તો થાઉ દુઃખી, માટે જવું નહીં સારૂ; એમ સમજી ઉભી રહી અબળા, કળીયે કર્યું અંધારૂ ॥ ૨૯ ॥ ભયંકર કુપ ભાસવા માંડયો, ગોરી ઘણી ગભરાણી; તે સમે ગુફામાં કપટી કળીએ, તારૂણી લીધી તાણી ॥ ૩૦ ॥ ગુફામાં પ્રકાશ કુપમાં તીમીર, કપટ કીધું પાપી; એકાએક અબળા ગભરાણી, નહોતું દીઠું કદાપી ॥ ૩૧ ॥ જાણ્યું સ્થાનક દેવનું ન હોયે, કપટી કળી કોઇ પુરો; અરે આ વેળા કયાં ગયો, ભીમસેન સ્વામી શુરો ॥૩૨॥ આ કુકરમી ઘેરી બેઠો, સતીને પ્રગટયો કોપ; કળીએ જાણ્યુ શ્રાપ દેશે, પોતે થયો લોપ ॥ ૩૩ ॥ પાંડવ કુપની બહાર બેઠા છે, ત્યાં કળીયે ખેલ કીધો; એકજ અબળાને એક રાક્ષસ, પોતે બનાવી દીધો ॥ ૩૪ ॥ તે રાક્ષની ખાંધે અબળા, ધુપતી સરખું રૂપ; તેને લઇને બહાર નીકળીયો, જ્યાંથી બનાવટ કુપ ॥ ૩૫ ॥ તે કુપમાંથી નીકળી નાઠો, કૃત્રિમ રાક્ષસ જેહ; તવ પાંડવે નજરે જોયો, રાક્ષસ જાતો તેહ ॥ ૩૬ ॥ એવામાં ધુપતી સ્વરૂપે, બોલી કૃત્રિમ નારી; ભીમસેન સ્વામી વહારે ધાજો, ભુંડી ગતી થઇ મહારી ॥ ૩૭ ॥ ધરમ પ્રત્યે ભીમ બોલ્યો, કુપમાં ગઇતી નારી; જુઓ તેને હરીને ચાલ્યો, રાક્ષસ વ્યભીચારી ॥ ૩૯ ॥ એટલે ધરમરાજા બોલ્યા, ઉઠો મહારા ભ્રાત; અબળાને છોડાવી લાવો, અતિ થયો ઉત્પાત ॥ ૩૯ ॥ વળણ ॥ ઉત્પાત આતો બહુ થયો, દોડો મારા વીર; વ્યાસ વલ્લભ વાણી વદે, તવ ઉઠયો રણધીર ॥

## કડવું ૧૯.

રાગ સાખીની ઢબનો.

જયમુનિ રૂશી એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કહ્રી કથાય ॥ ૧ ॥ વીર વરકોદર ઉઠીને નાઠો, રાક્ષસ પુઠે જાય; તેમ તેમ રાક્ષસ આગળ નાસે, ભીમને બેગો ન

થાય ॥ ૨ ॥ એવી રીતે દોડયો દોડયો, ગયો એક જોજન; એવે સમે લગ ભગ થયો; વાયુ કેરો તન ॥ ૩ ॥ કોટમાં ચોટ કરી ભીમસેનને, દુષ્ટે કારી ગરી દીધી; કૃત્રિમ કામની ખાંધ ઉપર તે, અવની નાંખી દીધી ॥ ૫ ॥ પછી ભીમના સામો થઇને, કોપ કળીએ કીધો; વ્રક્ષ સાથે વરકોદરને, બળથી બાંધી લીધો ॥ ૫ ॥ પછી પોતે અદ્રશ્ય થયો ને, અદ્રશ્ય કીધી નારી; ભીમ વડા વિચારમાં પડીયો, આ કોઈ માયાવી ભારી ॥ ૬ ॥ નહીં પંચાળી નહીં કો રાક્ષસ, નહીં કોઇ મનુશ દેવ; ખરેખરો માયાવી મહોટો, અલોપ થયો એવ ॥ ૭ ॥ એમ વડા વિચારમાં પડીયો, થયો અતિ ઉદાસ; અરે રે મમ બંધુ ઓ કયાં, કરશે મહારો તપાસ ॥ ૮ ॥ એમ એ તો ટળવળ્યા કરે છે, જ્યાં બેઠા ચાર ભ્રાત; ત્યાં કળી આવ્યો વિપ્ર રૂપે, કહી અરજુનને વાત ॥૯॥ એ ભાઇ હું આ પંથથી આવ્યો, ત્યાં મેં જોયું તોફાન; એક અબળાને લેઇને કોઇ, વહી ચાલ્યો મસ્તાન ॥ ॥ ૧૦ ॥ તેની પુંઠે કોઇ હલમસ્તક પ્રાણી, જતો તો દોટા દોટે; અબળા હરનાર વળગી પડીયો, પુઠે પડેલાની કોટે ॥ ૧૧ ॥ અબળા ભુજે વ્રક્ષની સાથે, બંધન કીધો બળીયો, અબળા હરનાર પાપી પ્રાણી, નારી લેઇ પંથ પળીયો ॥૧૨ ॥ બાંધ્યો છે બળમાં કેવી કળમાં, કોનો છોડયો નવ છુટે, પોતાને બળે છુટાતું નથી, વ્રક્ષમાંથી માથું કુટે ॥ ૧૩ ॥ કરાડયો નાંખી રડે છે, કહે છે નિસાશા મેલી; અરેરે આવી વિપત વેળા, બંધવ ન થયા બેલી ॥ ૧૪ ॥ સર્વની સહીઆરી અબળા છે, પણ પક્ષ ન કરી કોઇ; અન્નજળ વિણ સુકાઇ જવાનો, બાંધેલો રોઈ રોઈ ॥૧૫॥ એવાં ત્રાસનાં વેણ વદે છે; ઉપજી મુજને દયા; મને પણ એવું લાગ્યું કે, બંધુઓ નગણા થયા ॥ ૧૬ ॥ જો એ તમારો બંધુ હોય તો, ચઢો એની વાહારે; ભુખ્યોને તરસ્યો બંધાયેલો, રડી રડીને પોકારે ॥ ૧૭ ॥ એવાં ત્રાસભર્યાં વેણ સુણી, ઉઠ્યા ચારે વીર, બૈરી ને બંધુ બે થયાં દુઃખી, ચાલ્યા પાંસરા તીર ॥ ૧૮ ॥ વનને વિશે દોડતા જુએ, કરે ભાઇને પોકાર; કયાં છો બંધુ કયાં છો બંધુ, વાયુ તણા કુંવાર ॥ ૧૯ ॥ એવી રીતે ટળવળેને, કરે સોર બકોર; તવ કળીએ વા વંટોર કીધો, થયું અંધારૂં ઘોર ॥ ૨૦ ॥ રેણુ ઉરાડી તોફાન માંડી, ગભરાવ્યા સતી સુત; દીશા ને સુજે કાયા ધ્રુજે, બનીયા આકળા ભુંત ॥ ૨૧ ॥ ભાઈ તણું દુઃખ ભુલી ગયા ને, પોતાને દુઃખે દુલ્યા; જે દિશાએ ભીમ ગયેલો તે દિશા એ ભુલ્યા ॥ ૨૨ ॥ અવળા પંથે ચારે પડીયા, મહોટા અઘોર

વનમાં, નારીનો વિયોગ સાલે, તનખા ઉઠ્યા તનમાં ॥ ૨૩ ॥ એવે સમે અરજુનજી બોલ્યો, એકજ પંથ ન ઝીલો; ભીમને ભેગા થાવું હોય તો, છુટા છુટા ચાલો ॥ ૨૫ ॥ પા પા જોજનને છેટે રહીએ, તો તો ભાળજ લાગે; એ વારતા સહુને સત્ય લાગી, ચાલ્યા આઘે આઘે ॥ ૨૫ ॥ એમ જ છુટાં છએ પડીયાં, કનડે કળીયુગ પાપી; ધુપતી છે કુપ વિશે, એને વેદના વ્યાપી ॥ ૨૬ ॥ કુપ વિશે ગુફામાં ઉભેલી, જડે નહીં કોઈ પંથ; વેદના જાગી રડવા લાગી, કયાં રે ગયા મુજ કંથ ॥ ૨૭ ॥ વળણ ॥ કયાં રે ગયા કંથ માહારા, કપટીનો છે કેહેર; વ્યાસ વલ્લભ વાણી વદે, રડે અબળા દુઃખ ભેર ॥

## કડવું ૨૦.

### રાગ કાફીની ચાલનો.

હાં રે બોલ્યા જયમુની મુખવાણી, રડે કુપ ધુપતી રાણી; હાં રે હું તો આવી પીવાને પાણી, તવ તરકટીએ લીધી તાણી ॥ ૧ ॥ હાં રે મુકી ગુફામાં ગયો નાશી, કરી કપટીએ આ ફંદ ફાંશી; હરી હવે નીકળવાનો જે પંથ, નથી જડતો એ મહારા કંથ ॥ ૨ ॥ હાં રે જુઓ છે અંધારૂં ઘોર, સુણો હું પ્રેમદાનો સોર; હાં રે સ્વામી સુણીને વહારે ધાઓ, દુઃખી દારાને દુઃખથી બચાવો ॥ ૩ ॥ હાં રે શીદ શત્રુ થયા જગભુપ, કષ્ટ દેવા દીધું મને રૂપ; હાં રે જ્યાં જ્યાં જાવું ત્યાં દુખી થાવું, જોડે પરણ્યા પતિને પીડાવું ॥ ૪ ॥ હાં રે મહારે માટે થયા કંથ દુઃખી, કદી બેઠા નહીં થઈ સુખી; હાં રે રહ્યા નહીં દુઃખમાંથી થોભી, કેમકે કામી રૂપના લોભી ॥ ૫ ॥ હાં રે કામીજન મુજને જ્યાં ત્યાં નડીયા, મમ સ્વામીને દુઃખ દન પડીયા; હાં રે ઘણું કષ્ટ વેઠયું મુજ માટે, મહા રૂં સત્ય રાખ્યું શીર સાટે ॥ ૬ ॥ હાં રે આખો ભવ મને ઉગારી, છેવટ એને એ થયું મોરારી; હાં રે પ્રભુ તમ વિના નથી બેલી, છેવટ કયાં દુખ દરીઆમાં મેલી ॥ ૭ ॥ હાં રે વારમવાર ચહ્યા છો વાહારે, દાશીને દુખી છે તમે કયારે; હાં રે આજ લાજ જવાની સ્વામી, તારી સેવામાં શું આવી ખામી ॥ ૮ ॥ હાં રે પ્રભુ શું સ્મરણ તારૂં ચુકી, મને દુઃખ દરીઆમાં મુકી; હાં રે મેલ્યો વૈભોગ તુજને મળવા, છેવટ નિકળ્યાં હીમાળે ગળવા ॥ ૯ ॥ હાં રે જ્યાં ત્યાં થાય બધી ઉપાધી, પ્રગટે વણુ વ્યાધીએ વ્યાધી; હાં રે જીવતાંસુધી આવ્યો નહીં છેડો, કામી લોકોએ

મુક્યો ન કેડો ॥ ૧૦ ॥ હાં રે પ્રભુ તેનો ઉપાય શું કરીએ, હવે ડુબી ગયાં દુઃખ દરીએ; હાં રે પ્રભુ બુડતાંની બાંહ ઝાલો, વણ ધુને ગરદન શીદ ઘાલો ॥ ૧૧ ॥ હાં રે કદી થયો હોયે અપરાધ મહારો, તોએ દાસોનાં દુઃખ નીવારો; હાં રે સુણો અરજ ગરીબની ગોવંદ, કહાડો કોટમાંથી ફાંસીં ફંદા ॥ ૧૨ ॥ હાં રે પ્રભુ તમ વણ સમરથ કોયો, આ વેળા મુને આધાર દીયો; હાં રે એમ તારૂણી ટળવળતી, ખરી આંતલડી કળકળતી ॥ ૧૩ ॥ વલણ ॥ આંતરડી કકળી ઘણી, આંસુ વહે ચોધાર; વ્યાસ વલ્લભ વાણી વદે, એકલી ગુફામાં. ॥

## કડવું ૨૧.

### રાગ સામગ્રીનો દોહરો.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાયજી; વિસ્તારી તુજને સંભળાવું, પરમ પવિત્ર કથાયજી ॥ ૧ ॥ ધુપતી એકલી રડે ચોધારે, દીઠો છે કષ્ટનો કુંપજી; એવે ગુફામાં પ્રગટ થયો, કળયુગ રાજ સ્વરૂપજી ॥ ૨ ॥ આવી હીંચોળાખાટે બેઠો, જોયું નારીના સામુંજી; એરે અબળા સીદ રડે છે, અહીં નહીં દુઃખ તું પામુંજી ॥ ૩ ॥ બેસો હીંચોળે દાશી વા ઢાળે; મોંહને પુછીને જમોજી, પહેરો ઓઢોને વૈભોગ ભોગવો, અમ સાથે રંગ રમોજી ॥ ૪ ॥ પાંચ પતીની પંતીઆળી તું, નહીં કાંઇ ધણી એકજી; જો તારે રણમાં પડે રખડવું, દુઃખનો દરીયો છેકજી ॥ ૫ ॥ જો પાંચ પતિ નથી બેલી તારા, મુકીને ગયા ચાલીજી; નહીં ખાવા પીવા પહેરવા ઓઢવા, ભટકી મરે છે ખાલીજી ॥ ૬ ॥ એમને પાલે પડી શું સુખ દીઠું, બાર વરસ મન વેઠયુંજી; તેરમે વરસે વૈરાટ નગ્રમાં, દુઃખનું વસ્ત્ર લપેટયું ॥ ૭ ॥ તે દુઃખમાંથી નીકળી ચાલ્યાં, તોપણ રાજ ન મળીયુંજી; કુટુંબ કબીલો ને પોતાના પુત્રો, તે વિગેરે દળ દળીયુંજી ॥ ૮ ॥ જો તારા પાંચ પુત્રો મુઆ, કહેવાણી વંજા નારીજી; નીર્ભાગી પતિના સંગે કરીને, કષ્ટ પામી મહા ભારીજી ॥ ૯ ॥ વળી જંપીને બેસવા વેળા, આવી પહોંચી જ્યારેજી; નહીં સુખ લીધું ને હીમાળે ગળવા, નીકળી પડીયા ત્યારેજી ॥ ૧૦ ॥ એવા કરમ હીન કંથોને સંગે, તું કષ્ટ વેઠે શાનેજી; હું વશ રહીને વૈભવ આપું, જેમ તારૂં મન માનેજી ॥ ૧૧ ॥ મનુષ દેહ નહીં આવે ફરીને, લેવા સંસારીક લહાવોજી; પશુ પક્ષીમાં કયાં છે લહાવો, સમજી હીંડોળે આવોજી ॥ ૧૨

॥ મ્હારે તમારા વશમાં રહેવું, જેમ કહો તેમ ચાલુંજી; બોલ્યું આણ-બોલ્યું ન કરૂં તમારૂં, જે માગો તે આલુંજી ॥ ૧૩ ॥ બેશ કહો તો બેસી રહુને, ઉઠ કહો તો ઉઠું જી; નાચ નચાવો તો થેઇ થેઇ નાચું, જરા ન જાણશો જુઠુંજી ॥ ૧૪ ॥ સેવક સમ સદા રહુ તાબામાં, બેસોને સુખડું પામીજી; જુઓ જોબન અંગ રંગને રૂપમાં; બતાવો મુજમાં ખામીજી ॥ ૫ ॥ તવ દ્રુપતી રોતી રહીને, આંસુ લુછ્યાં લોચનજી; તવ કળીએ જાણ્યું રોતી રહી તે, કાંઇક માન્યું મનજી ॥ ૧૬ ॥ એવું જાણીને કર ઝાલવાને, ઉઠ્યો તેની વારજી; પંચાળીએ કહ્યું બેસ ઠેકાણે, મુરખના સરદારજી ॥ ૧૭ ॥ કળી કહે છે જે કહેશો તે, સાકર સમ વેણુ લાગેજી; ગાળ દેશો તે ગોળ સરીખી, કાળજડે નહીં વાગેજી ॥ ૧૮ ॥ તમે બોલો છો તે પુષ્પ ગરે છે, ધન્ય ઘડી આજ મહારેજી; કામીને કાંઇ લાજ ન હોયે, બોલી સતી મુખ ત્યારેજી ॥ ૧૯ ॥ ઓ રે મુરખજન એ શું બોલ્યો, ઓળખતો નથી અબળાજી; ઉંચી દ્રષ્ટીથી જોનારા બુડ્યા, પુરૂષ સબળા સબળાજી ॥ ૨૦ ॥ પરદારા છે ડુંગર દુઃખનો, સુખનો સાગર જે ધારેજી; તેટલા પ્રાણી રવડીને મુઆ, કથા પુરાણ પોકારેજી ॥ ૨૧ ॥ સમજ સમજ રે અજ્ઞાની જીવડા, શું રૂપ રંગને મોહ્યોજી; રાવણ સરખા ખુવાર થયાને, ઘરબાર પરિવાર ખોયોજી ॥ ૨૨ ॥ વૈરાટમાં જોને કૈચા કચ્ચડે, કુદ્રષ્ટી કરી જ્યારેજી; નિશાળ વિશે પાશાણુ નીચે, કચરાઇ મુઓ ત્યારેજી ॥ ૨૩ ॥ જેણે એ કૃત્ય કીધાં તેણે, સ્વપ્ને ન દીઠું સુખજી; પરાણે પરદારા લેતાં, થઇ ગયા શામ મુખજી ॥ ૨૪ ॥ પતિને કષ્ટે કષ્ટજ ભોગવે, તેને જાણવી નારીજી; પ્રેમદા પોતાનું સુખ ચાહે તો, નરક ભોગવે ભારીજી ॥ ૨૫ ॥ મનુષા દેહનો લાવો મુજને, લેવરાવ્યો છે મુજ કંથજી; મિથ્યા માયામાંથી મનડું ઉઘાડી, દેખાડ્યો મોક્ષનો પંથજી ॥ ૨૬ ॥ જેથી તરવું ન અવતરવું, કરવું એવું કામજી; એ સ્વામી સમાન અવર નથી, જેને પ્રસન્ન શ્રીરામજી ॥ ૨૭ ॥ દરબાર રાજપાઠ રીદ્ધિ તેમાં, સર્વનું મન ભમેજી; તેવી મોહ માયા છોડી છટકવું, સ્રષ્ટીમાં કોને ન ગમેજી ॥ ૨૮ ॥ જ્ઞાન વિનાના અજ્ઞાની જીવને, વહાલો લાગે સંસારજી; તેવા જીવ સદા સ્રષ્ટીમાં ભમે, ન ઉતરે ભવ પારજી ॥ ૨૯ ॥ રૂપાળી કાયાનો મોહ કરીને, વશ થાય છે જન જેહજી; જેવું અન્નનું નર્ક બને છે, તેવો જીવ બને તેહજી ॥ ૩૦ ॥ ખાવાના પદારથો કેવાં સારાં, કેવી સારી તેની બાસજી; તેવું અમુલ્ય અન્ન જાય

ઉદરમાં, થાય છે મળસંગ વાસજી ॥ ૩૧ ॥ એટલે એ એનું સ્વરૂપ બદલાઈ, દુર્ગંધવાળું થાયજી; એ રીતે કાયાનો મોહ રાખે છે, તેનું સ્વરૂપ બદલાયજી ॥ ૩૨ ॥ માટે મોહ મહારો મુકી દઇને, લે નર હરીનું નામ જી; એવણ સૃષ્ટીમાં કષ્ટી સમજજે, કર પરમારથ કામજી ॥ ૩૩ ॥ તવ કળીએ રક્ત લોચનથી, કીધો મુખ અવાજજી; જા નહીં તો બળાત્કારથી, લેઇશ તારી લાજજી ॥ ૩૪ ॥ એમ કહી કર ઝાલવા ઉઠ્યો, જણાવ્યો તારૂણીપર તાપજી; સતી કહે રહ્યા આઘો રહેજે, નહીં તો દેઇશ શ્રાપજી ॥ ૩૫ ॥ વળણ ॥ શ્રાપ દેઇશ હું તુજને, એવું બોલી નાર; વ્યાસ વલ્લભ વાણી વદે, આગળ કરૂં વિસ્તાર ॥

## કડવું ૨૨.

### રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કેહેર કથાય ॥ ૧ ॥ જાણ્યું કે મુજને શ્રાપજ દેશે, કામની ને થયો કોપ; એવું સમજી કપટી કળી, ત્યાંથી થયો લોપ પાછો બારણે જઇને બેઠો, સદાવ્રત દેવા; ભીમસેનને શોધવા ચાર બંધુ બાવરા બનીઆ કેવા ॥ ૩ ॥ ઓ ભાઇઓ ભાઇ કરતા કરતા, છુટે છુટા જાય; એવામાં ધરમ ને શેદેવ, વનમાં ભેગા થાય ॥ ૪ ॥ યુધિષ્ટિર કહે ઓરે વીરા, ભીમ દુઃખ દઇએ દુભ્યો; મને લાગે છે મારી નાંખેલો, જરૂર રણમાં ડુલ્યો ॥ ૫ ॥ અરે રે અબળા કયાં રહી, કયાં વરકોદર વીર, પારથ નીકુળ કયાં રખડશે, કેમ કરી રહે ધીર ॥ ૬ ॥ અરેરે રાંકડી અબળાને, અસુર શું દુઃખ દેશે; મહાસત્યવાળી સતી છે તે, દંતુમાં જીભ લેશે ॥ ૭ ॥ નક્કી એ આપઘાત કરશે, મરશે પરાણે પોતે, ગમે તેમ ઘેરાઇ ગયેલો, ભીડનો ભીમ હતો તે ॥ ૮ ॥ નહીં તો નાશી લેઇને પોતે, આવી મળ્યો હોય ભાઈ; આપણા દુઃખે થાય દુઃખી, એવો બીજો કોણ ભાઇ ॥ ૯ ॥ એવામાં નીકુળ ને ધનંજે, આવી પહોંચ્યા ત્યાંય; ઓ રે બંધુ વીર વરકોદર, દેખાતા નથી કયાંય ॥ ૧૦ ॥ અરેરે હવે, જીવી શું કરીએ, મરીએ તો બહુ સારૂં; સતી સુંદરીની શું ગતિ, છેક વળ્યું અંધારૂ ॥ ૧૧ ॥ એમ કહી અરજુન નીકુળ, રડવા લાગ્યા અપાર; ઓ ભી મભાઇ ઓ ભીમભાઈ, કરે ઘણા પોકાર ॥ ૧૨ ॥ માબાપે વનમાં જન્મ દીધો, નગરમાં એ ભાઇ લાવ્યો; પ્રેતતણી હવેલીમાંથી, સહુનો જીવ બ

આવ્યો ॥ ૧૩ ॥ અરજુન આંબલી પીંપળી રમતા, કૈરવ સંઘ સધાર્યો; નારી પડ્યાં તેવો માર પડતો, ત્યાંથી ભીમે ઉગાર્યા ॥ ૧૪ ॥ લાખાભુવનથી સઉને ઉગાર્યાં, હેડંબા સુર હંસ હરી ગયો; ત્યાં આવીને એસું બચાવ્યા, ઘણોક દુઃખી થયો ॥ ૧૫ ॥ તે પછી લઈ ગયા કબીરા, આપણુને મધરાતે તે પાપીને વાવમાં નાંખી, ઉગાર્યા એ ભ્રાતે ॥ ૧૬ ॥ અવર જીવો ઘણા ઉગાર્યા, કહેતાં ન આવે પાર; ભીડ વેળાનો ભાઈ એ તો, સુરાનો સરદાર ॥ ૧૭ ॥ એમ કહીને આક્રંદ કરતા, ભરતા આંસુ અતીશે; અરેરે આ કેમ થવાનું, શું ધાર્યું જગદીશે ॥ ૧૮ ॥ એવું એવું સંભાને, રડે હૈયા ફાટ; તે વેળાએ ધરમ રાયે, કર મુક્યો લલાટ ॥૧૯ ॥ પછી અતિશે અકળાઇને, મરવું આદર્યું પોતે; શેદેવ પ્રત્યે કહેવા લાગ્યા, ધરમ રોતે રોતે ॥ ૨૦ ॥ ઓ વીરા તું ત્રિકાળજ્ઞાની, તુને રહે કેમ ધીર; સાચું કહેજે કયાં આગળ છે, વ્હાલો વરકોદર વીર ॥ ૨૧ ॥ બતાવો બંધુ કૃપા સીંધુ, શોધન કરવા જઇએ; તવ જોશી કહે ચાલો બતાવું, પુર્વ દિશાએ વહીએ ॥ ૨૨ ॥ એમ કહ્યું તવ સરવે ઉઠ્યા, પુર્વ દીશાએ જાય; વ્રક્ષ સાથે વરકોદર તો, બંધન છે મહાકાય ॥ ૨૩ ॥ ઉભો ઉભો એ રડ્યા કરે છે, બધવને સંભારી; કેવી રીતે આક્રંદ કરતો, ડુબેલો દુઃખમાં ભારી ॥ વળણુ ॥ ભારે દુઃખમાં ડુલીયો, વાયુકેરો તન; વ્યાસ વદે ભીમસેન તો, કેવાં કાઢે વચવ ॥

## કડવું ૨૩.

ગઢા ધરણુનો રાગ.

મહારા ખાણુવળી નર વીર રે, વ્હારે ધાવો; મને ચાલે છે નેત્રમાં નીર રે, વ્હારે ધાવો. ઘણું શોસાય છે શરીર રે, વ્હારે ધાવો; દ્રોણુશિષ્ય ગુણ ગંભીર રે, વ્હારે ધાવો ॥ ટેક ॥ દ્રુપતી સતી સારૂ ધાઇને દોડ્યો, બંધન થયો બળવાન રે; આજ અસુર મહારા માથાનો મળીયો, કરી ગયો હેરાન રે ॥ વ્હારે૦ ॥ ૧ ॥ કશી કશીને મહારી કાયા રે બાંધી, નાઠો નારીને લેઇ રે; પંચાળી પોતાનો પ્રાણ તજવાની, જીભ્યા ઉપર દંત દેઇ રે ॥ વ્હારે૦ ॥ ૨ ॥ પંપા સરોવરે ગાંધર્વ મળીયો, જળ ભરતાં બીવરાવ્યો મુનેં રે; ધશી દોડીને હું નાસી આવ્યો, બનેલી બીના કહી તુને રે ॥ વ્હારે૦ ॥ ૩ ॥ તવ તમે આવી અંગારક બાંધ્યો, ધનુષ ધનંજય લીધું રે; અક્ષે ભાથો ને અભંગ રસ મળીયો, પ્રથમ પ્રાક્રમ એ

કીધું રે ॥ વ્હારે૦ ॥ ૪ ॥ દ્રીવીત વનમાં જેદ્રથ આવ્યો, કીધું સતીનણું હરણ રે; તેને છોડવવા હું પુઠે પડીયો, તવ બંધાવ્યા ભુજ ચરણ રે ॥ વ્હારે૦ ॥ ૫ ॥ તે તકે તમે અતિ બળ દાખ્યું, મુજ ભુજ છોડ્યા બેવાર રે; પાછો જેદ્રથને બંધન કીધો, ત્યારે રે છુટી એ નાર રે ॥ વ્હારે૦ ॥૬॥ એવા તમે ભીડ વેળાના ભાઇ, બંધન બંધુ છોડાવો રે; અબળા અસુરને હાથ ગયેલા, તેમાં તમે જીવ જોડાવો રે॥ વ્હારે૦ ॥ ૭ ॥ કર ચપશેલા ચુસાય મહારા, ક્ષુધા પીપાશા પીડે રે; અટવાઇ હમુંજાઇ રડુ ચોધારે, ઝટ આવો ભાઇની ભીડે રે ॥ વ્હારે૦ ॥૮॥ થાઉં છું દુઃખી નથી જરા સુખી, ડોક દુઃખી વાટ જોઇ રે; હવે હીમત હૈયાતણી ભાગી, નેત્ર ફુલ્યાં રોઇરોઇ રે ॥ વ્હારે૦ ॥ ૯ ॥ અઘોર વનમાં હું છું એકલડો, નથી વાતનો વિશ્રામ રે; રજની પડશે તવ કેમ થાશે, ઉભા કેમ જાશે જામ રે ॥ વ્હારે૦ ॥ ૧૦ ॥ વળણ ॥ કેમ જવાની જામની, રડશું હૈયાફાટ વ્યાસ વલ્લભ વાણી વદે, જુએ બંધુની વાટ ॥

---

## કડવું ૨૪.

### રાગ સાખીની ચાલ.

જયમુની રૂષી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પર્મ પવિત્ર કથાય ॥ ૧ ॥ ભીમસેન એકલો ટળવળે છે, બંધુ બંધુ ઓચરતો; અઘોર વનમાં ગભરાયેલો, આક્રંદ ઝાઝું કરતો ॥ ૨ ॥ એવે સમે ચારે ભાઇ, ભીમને શોધતા જાય; શેદેવજીના કહેવા પ્રમાણે, વનને પંથ પળાય ॥ ૩ ॥ ભીમસેન ભીમસેન કહેતા કહેતા, જાય સતી સંતાન; ભીમસેન પોકારે ભાઇઓને, તે સ્વાલ પડીયો કાન ॥ ૪ ॥ તવ ચારે જણ દોડી આવ્યા, બોલતા બોલતા આપ; વરકોદરે દુરથી દીઠા, ટળીયો તનનો તાપ ॥ ૫ ॥ અરજુનજી કહે ગભરાશો માં, ધારણ રહી મન સાથ; ત્રસના સરશો બાંધેલો તે, છોડી નાંખ્યા હાથ ॥ ૬ ॥ બળતો વાયુ નંદન વધ્યો, અબળાની વહારે ધોરે; શેદેવ જોશી ક્યાં હશે જુવતી, બતાવો ત્યાં જૈયે ॥ ૭ ॥ આ કામ કરનારો કોણ હશે, સર્વ કહો વિસ્તારી; ત્રિકાળજ્ઞાની છો મહા જોશી, કોણે પીડા કરી ભારી ॥ ૮ ॥ એટલે સેદેવજી એમ બોલ્યા, ઓરે મહારા ભ્રાત; તમે મને પુછ્યું ત્યારે, કહું માંડીને વાત ॥ ૯ ॥ નથી રાક્ષસ નથી

જમડા, કોઇ નથી પડયું લપટી; અસુરી નગરી હણ્યા પછી, કેડે પડ્યો કપટી ॥ ૧૦ ॥ એણે વિચિત્ર લીલાયો બતાવી, લઇ નારી કુપમાં પેઠો; પાણીની પર્વ ને અન્નનું સદાવ્રત, કહાડીને પોતેજ બેઠો ॥ ૧૧ ॥ અબળાને ઉચકી નાંખો તો, તે નહીં અબળા સાચી; કુપની અંતી રડે છે કુવામાં, કાળજટાની કાચી ॥ ૧૨ ॥ ચાલો સદાવ્રત આપે છે ત્યાં, પીડાથી નીવ્રત થાશું; કળીને શિક્ષા મળશે તો, હીમાલયમાં જાશું ॥૧૩॥ નળને નડીયો તે પુંઠે પડીયો, જોર જપાટે ચાલો; અનેક ઉપાધીનો કરનારો, એને ખરેખર ઝાલો ॥ ૧૪ ॥ એવી વારતા કરીને ઉઠ્યા, વડા વિચારે વીર; સેદેવના બતાવ્યા પ્રમાણે, ચાલ્યા પાંશરા તીર ॥ ૧૫ ॥ જ્યાં કળી પાપી બેઠો છે પોતે, દાતાર થૈ અન્ન દેવા; તેવો ઝટપીને ઝાલ્યો ભીમે, સ્વાજ કરૂં તુજ સેવા ॥ ૧૬ ॥ કળી પાંગોઠું ઝાલી ઉહાડયો, ચોડયો તમાચો એક; કાન ઝાલી બીજે ચોઢયો, તાડણ કીધું છેક ॥ ૧૭ ॥ કળી કહે કેમ મારો છો મુને, ધર્મનો પંથશું ભાગો; મુસાફરોને ખાનપાન આપુ, ધરમી જોઇ પાય લાગો ॥ ૧૮ ॥ આ રણમાં અન્ન જળ કોણ આપે, કરણી જુઓ મહારી; ઉલટો ઉપકાર માનવો ઘટે, શું કરણી નઠારી ॥ ૧૯ ॥ તવ ભીમ કહે ઓળખ્યો તુને, નળરાયને નઢનારો; સતી સાધવી જે દમયંતી, તેની પુઠે પડનારો ॥ ૨૦ ॥ ભલુ થયું તે તું હાથ આવ્યો, લાવ્ય અમારી નારી; ઝટપટ મુને દે દેખાડી, નહીં તો નાખું મારી ॥ ૨૧ ॥ તવ કળીએ સંકેલી માયા, કુપમાં પ્રકાશ કીધો; તવ સતીને મારગ સુજ્યો, તે મારગ ગ્રહી લીધો ॥ ૨૨ ॥ બાળા બારણે નીકળી આવી, વરકોદરે જોઇ દ્રષ્ટી; ભીમે કળીને માર માર્યો, તેં કરી પુરણ કષ્ટી ॥ ૨૩ ॥ જે રે આ અવનીમાં અસુરો, થયા હતા અતીશે; તે સરવેનો નાશ કીધો, મદદ કરી જગદીશે ॥ ૨૪ ॥ કુબુદ્ધિના સૌ હાથ આવ્યા, તું હાથ આવ્યો નતો; હીમાળે જાતાં હરફેટ ચઢીયો, હવે ન મુકું જતો ॥ ૨૫ ॥ ઘણાને ગરદન ઘાલનારો, હવે તને કેમ છોડું; કળી કહે મુને મારશો માં, તમને બે કર જોડુ ॥ ૨૬ ॥ ભીમ કહે મને રણમાં બાંધ્યો, નારીને કુપમાં પુરી; બીજાને અવળે પંથ લીધો, બહુ કરી બહાદુરી ॥ ૨૭ ॥ તહારો વારો બેઠો તેથી, અમે છોડયો સંસાર; હીમાળે ગળવા નીકળીયા, મુકીને ઘરબાર ॥ ૨૮ ॥ તું પાપી જન પાપને પંથે, બહુ જીવને ચડાવે; મોક્ષનો મારગ ન દે મળવા, યમદુત હાથ પડાવે ॥ ૨૯ ॥ તારો વારો વિશ્વમાં બેઠો, લાગ્યા પરીણામ માઠા; પુત્ર પરિ-

વાર સરવે છોડી, નરમાશ રાખી નાઠા ॥ ૩૦ ॥ તોપણ તેં કીધી ઉપાધી, દુઃખ ઘણેરૂં દીધું; અમારે તહારે વેહેર તહોતું ને, આ કૃત્ય શું કામ કીધું ॥ ૩૧ ॥ કળી કહે મહારો વારો બેઠો, તવ આવ્યું મુજ મનમાં; શું મુજને નબળો સરજીને, પાંડવ ચાલ્યા વનમાં ॥ ૩૨ ॥ જાવા દેઉં કેમ સુખે, એવું મનમાં આવ્યું; પણ સત્યવંતા સુત સતીના, મહારૂં કાંઇ ન ફાવ્યું ॥ ૩૩ ॥ હાર્યો થાક્યો ને હું આક્યો, મુકી દો મહારાજા; તમે તમારે જાવો હીમાળે, પ્રભુએ રાખી માઝા ॥ ૩૪ ॥ ભીમ કહે તારા વારામાં, સર્વને નાસવું પડે; જો નવ નાસે તો સુકૃત છોડી, પાપને પંથે ચડે ॥ ૩૫ ॥ ત્યારે તું જંપવા દે કોને, અવગુણનો એ ભારો; તેથી તુને ઠેર કરૂં તો, તહારો ન આવે વારો ॥ ૩૬ ॥ અતિ તું અવગુણ ભરેલો, જીવતો મુકું કેમ; એવું કહીને મારવા લાગ્યો, ક્રોધે ભરેલો ભીમ ॥ ૩૭ ॥ પાટુનો બહુ પ્રહાર કરે ને, મારે ભોંકે ભીક; કળી કારમી ચીસ નાંખે, આવે હૈયે હીક ॥ ૩૮ ॥ અરબડાને પડે હેઠો; મુખમાં રેણુ ભરાયે; થુ થુ કરતો થીર ઉભો, માર ઘણેરો ખાય ॥ ૩૯ ॥ ઉચકીને ભીમ હેઠો પછાડે, ઉપર પાટુ પ્રહાર; કેશ ઝાલી રેતમાં રગદોળે, મારે કોણીનો માર ॥ ૪૦ ॥ તેથી પાપી વળી જાય વાંકો, ત્રાસથી નાસવું ધારે; પણ વાયુ સુતના કરથી ક્યાં જાયે, બાપ રે બાપ પોકારે ॥ ૪૧ ॥ અંગે ઉઠે ઢીમડા ને, ઉઠે સોળે સોળ; નખને ઉઝરડે રૂધીર છુટે, થયું દુઃખીયાનું ડોળ ॥ ૪૨ ॥ મુખમાં રેણુ નાકમાં રેણુ, નેત્રમાં રેણુ ભરેલી; કરણ વિશે રેણુના દાટા, ભુંડી કરણી કરેલી ॥ ૪૩ ॥ પાપીને મોઢે શ્વાસ ન માયે, જીભ્યા નીકળે બહાર; નસ્કોરાં તો જાય ફુલી, ત્રાસ્યો અપરંપાર ॥૪૪॥ ઓ રે દયાળુ માતા પિતા, છોડવો ધરમરાય; થોડી મહારી વારતા સુણો, કહું છું લાગી પાય ॥ ૪૫ ॥ પછી મારી નાંખજો મુને, એવું કહ્યું જ્યારે; કુન્તી નંદન યુધિષ્ઠિરને, ઉપની દયા ત્યારે ॥ ૪૬ ॥ ધાંટો કહાડી ને ધરમરાજા, મુખથી વદ્યા વાણ; ક્ષમા ન કરે તો ભીમ તુને, પરમેશ્વરની આણ ॥ ૪૭ ॥ તવ વરકોદર ખમચાઇ ઉભો, કળીને ઝાલી રાખ્યો; કળીયે પોતાને ઉગરવા, વાણીમાં ખેલ દાખ્યો ॥ ૪૮ ॥ વલણ ॥ ઉગરવા ખેલ દાખીયો, ઉભો જોડી હાથ; વલ્લભ વદે યુધીષ્ઠિરે પુછવા માંડી વાત ॥

## કડવું ૨૫.

### રાગ ધન્યાશ્રીની છાયા.

જયમુની રૂષી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કરણી કથાય ॥ ૧ ॥ કળી કહે મહારી વારતા સુણો, હું ત્રણ જુગથી સારો; જો જ્ઞાન દ્રષ્ટીએ જોશો તો, બહુ રૂડો મમ વારો ॥ ૨ ॥ સત્ય દ્વારપાર ને ત્રેતા યુગનાં, આયુશ લાંબો હોય; આ માયામાંથી નીકળીને, ઝટ તાર્યો નહીં કોય ॥ ૩ ॥ જપ તપ ધ્યાન દાન કરીને થાકે, પણ પ્રભુ મળવા માઠા; મન વાંચ્છીત ફળ કોઈ ન પામ્યા, થાકીને મુકી નાઠા ॥ ૪ ॥ એ યુગમાં નહીં પાપ ને પ્રપંચ, નહીં અધર્મ ને અન્યા; નહીં જુલમ જુઠું ને જુઆરૂં, નહીં જારકરમી કન્યા ॥ ૫ ॥ નહીં ઝેર વેહેર ને નહીં માઠી દ્રષ્ટી, નહીં રાજકાજમાં લાચો; એવી અનેક નીતિ દેખીને, એ જુગની જય વાંચો ॥ ૬ ॥ પણ મારા વારાનો મહીમા, સાંભળી લ્યો ખરી રીતે; અવગુણ દેખાડું ગુણ દેખાડું, પછી થાજો વિપરીતે ॥ ૭ ॥ કહો પહેલો અવગુણ ગાવું કે, ગુણ ગાવું મહારાજ; ભીમ બોલ્યો કહે અવગુણ તહારા, ઉપડે દલમાં દાજ ॥ ૮ ॥ એટલે તુજને ઠેર મારૂ, પાપ જગતનું જાય; કળી કહે અવગુણ કહુ પહેલા, સુણો યુધિષ્ટિર રાય ॥ ૯ ॥ પણ પછી મહારા ગુણ સુણ્યા વણ, મુને ન સિક્ષા કરવી; એટલું વચન આપો મુને, તે પછી વાત એ ચરવી ॥ ૧૦ ॥ ધર્મ કહે વરકોદર વીરા, સાંભળ મહારી વાણ; અવગુણ ગુણ સુણ્યા વણ શિક્ષા, કરે તો મહારી આણ ॥ ૧૧ ॥ ભીમ કહે વેણ શીશ ચઢાવ્યું, ઓરે મહારા વીર; પછી ભીમે કહ્યું કળીને, બોલ ધરીને ધીર ॥ ૧૨ ॥ કળી કહે કે ખરૂ કહેતાં, નહીં કરૂં પાછી પાની; અવગુણ કેડે ગુણ સાંભળતાં, ખુશી થશો મન માની ॥ ૧૩ ॥ મુજને જીવતો જાવા દેશો, તમે તમારે આપે; તેથી પ્રથમ અવગુણ કહું છું, ભરાસો નહીં કદાપે ॥ ૧૪ ॥ જુઓ મહારાજા વિશ્વ વિષે, બેશે મહારો વારો; એટલે આવરદા થાય ટુંકા, સૃષ્ટીનો અવળો ધારો ॥ ૧૫ ॥ પીતા પહેલો પુત્ર મરે ને, માતા પહેલી બેટી; ચલણ ચલવી, વહુ સાસુને, રાખે ચરણ હેઠી ॥ ૧૬ ॥ પુરૂષ દે પ્રેમદાને પુંજી, નારીને પુત્રી વહાલી; દીકરાને દેવું બતાવે દીકરીને ધન આલી ॥ ૧૭ ॥ પુત્રની પત્નીને શતરૂ દેખે, કરે જમાત્રને વહાલો; પુત્રના પુત્રો પ્યારાં ન લાગે, ભાણેજ નજાય

ઠાલો ॥ ૧૮ ॥ રીસાએલા જમાત્ર મનાવે, પુત્રનો ભાવ ન પુછે; માતાના વશમાં રહે પીતા, પુત્રને લાન્સન લુછે ॥ ૧૯ ॥ સાસુ બેઠી છોબલા પાડે, વહુના વારંવાર; સુતને શીખવી રાઢ કરાવી, મરાવે મોહકમ માર ॥ ૨૦ ॥ પુત્ર કદી તેમ કરે નહીં તો, બાપ બેટાને વઢાવે; કુસંપ કરી ભેળાં ન રાખે, ઝઘડે જુદાં કઢાવે ॥ ૨૧ ॥ પછી પુત્રની કુથલી કરે, વામાને વસ થયો; કામની કહે તેટલું કરે, બહાવરો બની ગયો ॥ ૨૨ ॥ પુત્રીને દેખી દોડે માતા, ન જુએ પુત્રના સામું; જમાત્ર જોવા જીવ તલસે, દેખું તો આનંદ પામું ॥ ૨૩ ॥ પુત્રીથી પરવર ઉવાડું, પુત્રથી પોતાતણું; તન મન ધન જમાત્રોને અરપે, જે દુઃખ હોય તે હણું ॥ ૨૪ ॥ પણ શંખણી મનમાં ન ધારે, હું વહુ હતી પહેલી; તે પછી માતા થઈ બેઠી, એટલે બની ઘહેલી ॥ ૨૫ ॥ પુત્રને પરણાવી વહુ લાવી, તે વેળા રાજી રાજી; પછી સાસુ છોબલો ઝાલે, સોધે અવગુણ બાજી ॥ ૨૬ ॥ પ્રથમ વહુના તાત ભ્રાતને, માને શગા સપુત; પછી વહુના ભાઇ બાપ ભાંડે; કહેશે કુળ કપુત ॥ ૨૭ ॥ વઢે બીજી લાવું છું બીજી, કલેશ ઘરમાં ઘાલે; મહારા વારામાં નહીં કોઇ સુખી, જ્યાં ને ત્યાં ટંટો ચાલે ॥ ॥ ૨૮ ॥ રળે સુખે તો ખાય દુઃખે, ઘરમાં લોહી ઉકાળો; તોપણ જીવને જ્ઞાન ન આવે, માયામાં મોહ ચાળો ॥ ૨૯ ॥ સુખે ન બેસે ધણી ધણીયાણી, ન બેસે તન તાત; સુખે ન બેસે સાસુ ને વહુ, ન બેસે પુત્ર ને માત ॥ ૩૦ ॥ સુખે ન બેસે નણંદ ભોજાઈ, નહીં સુખે ભ્રાત ભગની; ન મળે ટાઢક કોઇ જીવને, સહુને અંતર અગ્નિ ॥ ૩૧ ॥ કો તન દુઃખી કો મન દુઃખી, કો ધન દુઃખી પ્રાણી; કો અન્ન દુઃખી કો જન દુઃખી, દુઃખી દુનિયા સમાણી ॥ ૩૨ ॥ બાપથી બેટો ખાય છાનુ, બેટાથી છાનું બાપ; ભાઇથી ભગનીથી ભગનીથી ભાઇ, પેટજ પોષે આપ ॥ ૩૩ ॥ સાસુથી વહુ વહુથી છાનું, સાસુ આરોગી બેસે; નારીથી નર નરથી નારી, પેટ પોષીને બેસે ॥ ૩૪ ॥ તેમ કરે તે તો કાંઇ સારૂ, પણ વિપ્રીત બતાવું; એક ચુલે રસોઇ કર્યામાં, ફેરફાર રાંધે ખાવું ॥ ૩૫ ॥ ભાણા અંતર કરતાં ન બીહે, ન ગણે પાપ કે પુન્ય; પીરસે પીરસણું પીરસ્યામાં, કોને અધિક કે નુન્ય ॥ ૩૬ ॥ વહાલામાં વહાલું પેટ સહુને, તે પછી વહાલું બીજું; પ્રેમદાને પીયરયું વહાલું, ફરજન વહાલું ત્રીજું ॥ ૩૭ ॥ પુરૂષને વહાલું સાસરીયું, કુટુંબથી વેહેર; કરે સાળા સસરાની સેવા, રહેવું ગમે તેને ઘેર ॥ ૩૮ ॥ માબાપને દુશ્મન સરીખાં,

નજરે ભાળે નટ; ભાઇને ગ્રહસ્થ થયો જાણે તો, બળે પાસુ પેટ ॥ ૩૯ ॥ સાસરીયાંની સાહ્યબી દેખી, મહા મલપતો મહાલે; કુટુંબકેરી સાહ્યબી દેખી, બળતો ને બળતો ચાલે ॥ ૪૦ ॥ વલણ ॥ ચાલી બળતો બાવરો, એ અવળી મનરીત; વ્યાસ વલ્લભ વાણી વદે, કહે છે કળી વીપરીત ॥

---

## કડવું ૨૬.

### રાગ સાખીની ચાલ.

જયમુનિ રૂષી એણીપેર બોલ્યા, સુણ પરીક્ષત તન; વિસ્તારી તુજને સંભળાવું, કળીતણું વચન ॥ ૧ ॥ કળી કહે યુધિષ્ટિર સુણો, મહારી ચરિત્ર કથાય; સાંભળી સાંભળી વિસ્મય થાશો, મહીમા કહ્યો નવ જાય ॥ ૨ ॥ પાડા પાડોશીમાં વઢેર કરાવું, એક એકને અદેખાઇ; પડોશીના સુખનું દુઃખ મનમાં, દાઝે વેજોગ જોઇ ॥ ૩ ॥ ગ્રહસ્થ પડોશીને દેખીને, ગરીબ પડોશી બળે; બળે અને શું મહારે આમ કેમ, રાત દહાડા કળકળે ॥ ૪ ॥ પડોશીના વિસ્તાર દેખી, હાય હાય આ શું હોય; મહારે પેટ નથી કેમ કાંઈ, અદેખાઇથી જોય ॥ ૫ ॥ એમ ગરીબો ગ્રહસ્થને દેખી, દીલગીર દિવસ રેણી; ગ્રહસ્થ પડોશીની રીત કેવી, કહી બતાવું કહેણી ॥ ૬ ॥ ગરીબ પડોશી ઉપર ગ્રહસ્થો, ગ્રહસ્થપણું દેખાડે; વાત કરતાં વાતેને વાતે, ગરીબને છાંછા પાડે ॥ ૭ ॥ ગરીબ જનને ડગલે ડગલે, દાબી મારે ગ્રહસ્થ; ગરીબને ગણે ગુલામ સરખા, પોતે થઇ ફરે મસ્ત ॥ ૮ ॥ મોટાઇ વધારે વાતે તે વાતે, બોલે અભિમાન બોલ, આ ખાધું ને આ મેં પીધું, ગરીબ કયાં અમ તોલ ॥ ૯ ॥ સોનું રૂપું તે શા લેખામાં, અમારે તરણા લેખે; તમારા છોકરા છૈયાં તે, સ્વપ્ને પણ નવ દેખે ॥ ૧૦ ॥ અમારૂં દાસપણું કરે તો, કે.ક દહાડા કાંક પામે; અમારી તાબેદારી ન કરે તો, રહી ન શકે આ ઠામે ॥ ૧૧ ॥ લક્ષ્મીનું નહીં લેખું અમારે, પૈસા તો જાણે લુંડી; અમારા સામી બાકરા બાંધે, તે જાય પલમાં ઉડી ॥ ૧૨ ॥ અમારાં છોકરાં તે તમારાં, છોકરાંને મારી આવે; તેથી તમે લડવા આવો તો, તમારૂં કાંઈ ન ફાવે ॥૧૩॥ અમારે ચાકર નફર નોકર, તે તમને નાંખે કુટી; દરબારે લડવા કહાડીએ નાણું, કયાં પુંજી જાય ખુટી ॥ ૧૪ ॥ અમારી સાથે બાકરી બાંધો, તેથી તમ જાઓ હારી; કોઇ તમારૂં સંગી ન થાયે, બહુ સાહ્યી અ-

મારી ॥ ૧૫ ॥ પૈસેથી હારો માણસે હારો, આરો તમારો ન મળે; અમારા તાબેદાર રહેવાથી, કો દન વેળા વળે ॥ ૧૬ ॥ એવા એવા અભીમાનના શબ્દો, ગ્રહસ્થ બોલે બહુ ગાજી; ગરીબ ગ્રહસ્થોમાં આવે તો, ગ્રહસ્થ ન થાયે રાજી ॥ ૧૭ ॥ મહારા વારામાં ગ્રહસ્થ લોકોની, બુદ્ધિ કેવી થાય; તે વારતા સંભળાવું તમને, ઓ યુધિષ્ઠિર રાય ॥૧૮॥ જેમ જેમ ગ્રહસ્થને મળશે પૈસો, તેમ તેમ કંજુસ થાશે; રાત દહાડો મેળ મેળવ્યા કરે, ગણી ગણીને ખાશે ॥ ૧૯ ॥ આટલું થયું ને આટલું થાયે, તો તો વળે નીરાંત; તેટલું થયું તો વિશેષ ધારે, જરા ન વળે શાન્ત ॥ ૨૦ ॥ જેમ જેમ લક્ષ્મી વ્રદ્ધી પામે, તેમ તેમ હાય પટીરા; પુન્ય ને દાનમાં ટાંચુ કરે, ધરમ કામે અધીરા ॥ ૨૧ ॥ આટલું છે ને આટલું થાશે, ત્યારે વાળીશું શાન્તી; એમને એમ લલુતા કરે, માયા ભુલાવે ભ્રાન્તી ॥ ૨૨ ॥ ધરો ધરેણા વહેપાર વડા, શોધી શોધીને કહાડે છોકરૂં છૈયું પાઇ ખુએ તો, ત્રાસ ઘણેરો પમાડે ॥ ૨૩ ॥ પેટ ન ખાયે પોસે ન પુત્રો, તો પુન્ય કરે શાનું; રાત ને દહાડો ફેરવ્યા કરે, મળે હીસાબનું પાનું ॥ ૨૪ ॥ પહેરવા ઓઢવા ન દે કોને, તેમ કરતાં ધન વધે; તો પછી દોડાવે ઘોડા ગાડી, ધરમને નવ બદે ॥ ૨૫ ॥ પુન્યની વાતમાં પાછળ જુએ, ઘેર આવે જવ ટાણું; ગહસ્તાઇ દેખાડવા માટે, ખુશીથી ખરચે નાણું ॥ ૨૬ ॥ કીરતી કરવાને કરે ઉફાંદો, જમણ જબરાં કરે; દશે દીશાએ નજર રાખે, રખે બીજું પેટ ભરે ॥ ૨૭ ॥ એંઠવાડો આપે વેચાતી, કરે કસર કસાઇ; લોકમાં સારૂ દેખાડવામાં, ખરચે પડે ફસાઈ ॥ ૨૮ ॥ સોહાવે ધામ બાગ બગીચા, મનમાં મોટાઈ ધરે; પાન સોપારી ચાવતા ચાવતા, ધીરે ધીરે પગ ભરે ॥ ૨૯ ॥ આ શું કરાવ્યું આ શું ઠરાવ્યું, આ શું સોઇ બનાવી; આ .મંડપ કેમ આવો બાંધ્યો, બરોબર શોભા નાવી ॥ ૩૦ ॥ તેડાવો નાયકા થઇ જાય વાયકા નાચ ભલેરા પડાવો; કોઇ કવી કને કાવ્ય કરાવો, કાગળીયે ચડાવો ॥ ॥ ૩૧ ॥ નોકરને સરપાવ બંધાવો, જ્યાં ને ત્યાં કીરતી ચાલે; બ્રાહ્મણ સરવણને દેખીને, ઉપાન હાથમાં ઝાલે ॥ ૩૨ ॥ ગરીબ ગરબાને ધક્કા મારે, રરે ટંટા ને ટીશી; રાજ્ય દુતોના સુણે હુંકારા, એ સ્થળ પોતાની ફીશી ॥ ૩૩ ॥ નહીં દયા દલમાં રંકપર પલમાં, ઉડી પડે હંકારી; છત દેખીને છકી ગયેલો, કીરતીનો લોભી ભારી ॥ ૩૪ ॥ મહોટાઇમાં મરડાઇને ચાલે, બોલવું મહોટાઇ ભેર; ગરીબને પશુ સમ દેખે, છે લક્ષ્મી

મુજ પેર ॥ ૩૫ ॥ ફાટેલો ફરે કપરી આંખે, જવાબ ઉછળતા આલે; જેને ને તેને તુછજ ગણે, ગરીબે સંગ ન ચાલે ॥ ૩૬ ॥ રંક સગાંથી સરમાઇ જાયે, કહે નહીં મમ સગો; રૂએ રૂએ અભિમાન ચઢેલો, ચાલ્યા ફરે એક વગો ॥ ૩૭ ॥ ગરીબનું બોલ્યું કાને ન ધરે, ગ્રહસ્થની સાથે યારી; ન રહે આસ્તીક બને નાસ્તીક, ગર્વમાં ધુમે ભારી ॥ ૩૮ ॥ અવની ઉપર અધ્ધર ચાલે, જાણે નહીં મરવું છે; આજ તો આને કાલે તો બીજું, પર્મ પેલું કરવું છે ॥ ૩૯ ॥ આશા અતીશે ઉમર રાખે, મરણ સમે શું થાશે; તે વારતાની ગમ નહીં તેને, હૈયામાં અતી જીવાશે ॥ ૪૦ ॥ વળણ ॥ અતી જીવાશે મુજથી, મરવાનું કોઇ કાળ; વ્યાસ વદે એમ જાણીને, ગ્રહસ્થ બને ચંડાળ ॥

---

## કડવું ૨૭.

### રાગ મારૂની ચોપાઇ.

બોલ્યા જયમુની મુખવાણી, રાજા સાંભળ ઉલટ આણી; કહુ કળીતણી કથાય; જેથી ત્રાસ પડે તન માય ॥ ૧ ॥ કળી કરાવે વહાલામાં વેહેર, સાખ પાડોશી સાથે ઝેર; એમાં જોર મહારૂં ઘણું ચાલે, તેમાં કોઇ ચરણ નવ ઘાલે ॥ ૨ ॥ મહારો જુલમ જાણવો અતિ, જેની ને તેની બગાડુ મતી; જ્ઞાન મારગ સુજે ન રતી, કોઇ પામે નહીં મોક્ષ ગતી ॥ ૩ ॥ આજના જ્ઞાની જન જેહ, ભ્રષ્ટ બુદ્ધિને પામે તેહ; ઘણો ચેતી ચેતીને ચાલે, પણ મુજ માયામાં ફાલે ॥ ૪ ॥ શાન્ત પામેલો સંત બોધી તેનો સ્વભાવ કરૂ ક્રોધી; હોન કો જન ત્યાગી ને તપરી, મહારી માયામાં પડે લપશી ॥ ૫ ॥ હોય ક્ષાન પામેલો જ્ઞાની, તેને કરી મુકુ મસ્તાની, હોય હરીજન ભક્તિવાળો, તેની પાસે કપટનો ચાળો ॥ ૬ ॥ મોહ માયાતણો વૈરાગી, તેનું વ્રત નંખાવું ભાગી; મારા વારામાં જ્ઞાન ક્ષીણ થાશે, વળી ધર્મને નામે ધુતાશે ॥ ૭ ॥ બીજા યુગમાં ધરમ એક, પણ મહારા વારામાં અનેક; જુદી જુદી પંનાળી કાં બાંધે, ધન હરવાનો સ્વારથ સાંધે ॥ ૮ ॥ ધર્માચાર્થ ગુરૂ થઇ ફરશે, ભોળા માણુસનાં ધન હરશે ગુરૂ ગાદી બેશી સેલ્હ કરશે, પોતે પ્રેમદાને સંગ ફરશે ॥ ૯ ॥ બીજા ત્રીજાને કરશે બાવા, પોતા માટે કાઢે અથડાવા; સેવકોને મ્હો માયા છોડાવે, પોતાનામાં જીવ જોડાવે ॥ ૧૦ ॥ તારે પૈસો પુંજી શી ખપની,

હરી ફરી જરૂર તારે તપની; કહી ઘરબાર ધન હરી લેશે, અજ્ઞાની જીવ સૌ દેહ દેશે ॥ ૧૧ ॥ પર પૈસે ગુરૂ સુખ લેશે, રંગ મહોલ કરીને રહેશે; હાળે ઢાલીયા હાંડી ને તકતા, સર્વ શ્રોતા ને પોતે વક્તા ॥ ૧૨ ॥ કરે શેવક ને ઉપદેશ, માયાને તજવી વિશેષ; કાયાને કાંઇ સુખ ન દેવું, નામ નારાયણનું લેવું ॥ ૧૩ ॥ શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ, પંચ વિષય કરવા બંધ; પોતે બંધ કર્યું રાખોડી, શબ્દમાં સહુ જીવડો જોડી ॥ ૧૪ ॥ સ્પર્શ વહાલો અંતઃકર્ણ, સુતા બેઠા ચંપાવે ચર્ણ; રસના વિષય બહુ વહાલો, બીજાને બંધ કરો કહે ઠાલો ॥ ૧૫ ॥ પોતે રસનાથી મીઠું બોલે વહાલા લાગવા સાકર તોલે; સંઘે સાકરની સોઇ મીષ્ટ, પોતે પ્રસાદ લે પાપીષ્ટ ॥ ૧૬ ॥ સારૂ શરીર ચોળીને નહાય, રૂપે રૂપાળા બહુ થાય; હોય રૂપાળુ તે લાગે વહાલુ, મોઢે બોલવાનું ઠાલે ઠાલુ ॥ ૧૭ ॥ રૂપાળા પાસે ચંપાવે પાય, કદ્રુપ મેલાને ન અડે કાય; જો જો પરિક્ષા સહુ જન, ફાટાં મેલાં વસ્ત્રો ધરો તન ॥ ૧૮ ॥ શરીરે ડાઘા દુખી પાડી, કાયાનો મંદવાડ દેખાડી; જઇ ચાંપવા લાગજો પાય, તવ કેવી ફજેતી થાય ॥ ૧૯ ॥ જા જા દુરગંધી બહુ આવે, કહી નાશીકા પોતે દબાવે; એવાનો ન થવા દે પર્શ, રૂપાળુ દેખી આવે હર્ષ ॥ ૨૦ ॥ ત્યારે રૂપ વિષય શુ ત્યાગ્યો, લોકને જુઠું કહેવા લાગ્યો; ખોટી બાશથી નાક દબાવે, પુષ્પ ચંદન મનને ભાવે ॥ ૨૧ ॥ ત્યારે ક્રીયો વિષય ત્યાગ ક્રીધો, લોકને બોધ મિથ્યા દીધો; ભોળા ભરમાઇ ભરમાઇ પડીયા, જે કહ્યું તે મારગે ચડીયા ॥ ૨૨ ॥ પણ વિચાર્યું નહીં એમ, તું તો વૈભોગ લે છે કેમ; લોક ની વૈભોગ છોડાવે, તો તો પોતાના ખપમાં આવે ॥ ૨૩ ॥ હોય વૈભોગ વસ્તુ જેહ લાવી અર્પણ કરી દે તેહ; તેનુ સુખ પોને બેઠો માણે, કંઇક પંખાની દોરીઓ તાણે ॥ ૨૪ ॥ કંઇક ચરણ ચાંપે આવી, આપે ઉત્તમ ભોજન લાવી; પથારી પાથરે સુંવાળી, તળે ઉશીકા ઢાલીઆ ઢાળી ॥ ૨૫ ॥ આવી જેને તે લાગે પાય, પછી એથી શું વિશેષ ચહાય; કંઇક મોટી દુકાનોવાળા, તેને કેવાક સુજે ચાળા ॥ ૨૩ ॥ મોટાં મંદીરો સોવરાવે, સોને રૂપે જડાવે મઢાવે; કરે કાચ મહોલ બેઠકો બાગ, ઘોડા ગાડી તણો નહીં તાગ ॥ ૨૭ ॥ ઉંટ હાથી બંગલા બગીચા, વળી પાથરવાને ગલીચા; એવા સુખના વૈભોગ માણે, તોહે અજ્ઞાની મનમાં ન આણે ॥ ॥ ૨૮ ॥ કરે સામગ્રી ઠાકોર નામે, પછી લગાડે પોતાને કામે; પહેરે ભારે દાગીના અંગ, વિધ વિધ વાઘા નવરંગ ॥ ૨૯ ॥ ગરીબોનું લુંટી

ભેગું કરે, પોતપોતાનો ભંડાર ભરે; ભોળાજનને ભોળવ્યા વિના, ક્યાં થી વૈભોગની બને બીના ॥ ૩૦ ॥ બધા ભોળા ભક્ત લુંટાય, આંધળા સમ સદા કુટાય; એવા કહાડીશ પાંખડી પંથ, લોકને તો લગાડીશ તંત ॥ ૩૧ ॥ તેથી તેમાંને તેમાં કુટાશે, સદાકાળ લાલચે લુંટાશે; અને નહીં પામે ખરૂં જ્ઞાન, અવગતી થાશે નિધાન ॥ ૩૨ ॥ મોક્ષનો મારગ નહીં ઝાલે, આંધળો જેષ્ટિકટયે ચાલે; એવા હૈયાફુટા અજ્ઞાની, ઠાડ પાઠ ને લે સત્ય માની ॥ ૩૩ ॥ મળે પરસાદીનો પડીયો, કરે ત્યાં અજ્ઞાની હડીયો; જરા માન્ય દેઇને બોલાવે, તવ અજ્ઞાનીનો પ્રેમ આવે ॥ ૩૪ ॥ એ તો અછકલો કુટાય, માન્યના લોભમાં લુંટાય; રળેલી સમરથી જેહ કરે અરપણ જઇને તેહ ॥ ૩૫ ॥ પોતે પૈસાથી થાય ખાલી, લોભી ગુરૂનો પાલવ ઝાલી; પોતે પામે પુરણ દુઃખ, ગુરૂ થયેલો લે છે સુખ ॥૩૬ ॥ તેમાં પહોંચેલ શેવક જેહ, કારભારી થઇ બેસે તેહ; મહોટા ભક્ત થઇ ટીલુ ટાણે, એમાંથી રળીને ઘેર આણે ॥ ૩૭ ॥ બીજા લોકોને ઉપદેશ કરે, લાવી ગુરૂતણું ઘર ભરે; તેમાંથી ખાય પોતે પગાર, ઘરમાં-થી ન દેવું લગાર ॥ ૩ ॥ નિત્ય પડીયા પ્રસાદોને ચાટે, તેથી ગુરૂનાં છીદ્રો દાટે; ભોળાજનોને કરે ઉપદેશ, પણ પોતાને મન નહીં લેશ ॥ ૩૯ ॥ જ્યાં ને ત્યાં મહિમા વધારે, કયાંથી ગુરૂ ઘેર પધારે; ગુરૂનાં પગલાં ઘેર થાય, તવ પાતક બળી જાય ॥ ૪૦ ॥ એમ રળાવીને પોતે રળે, નિત્ય ભોજન ગુરૂનાં મળે; તેથી મહિમા વધારે અતિશે, શ્રદ્ધા નહીં પોતાના મન વિષે ॥ ૪૧ ॥ પણ ભોળીયા જન ભોળવાય, એ તો અજ્ઞાની જીવ ગણાય; તેવા અજ્ઞાની તરે કયાંથી, મળે નહીં મોક્ષ ગુરૂમાંથી ॥ ૪૨ ॥ ઘણા ગુરૂ સેવી મોક્ષ માગે, તેનો પત્તો કદી નવ લાગે; મોક્ષ મારગ ગુરૂથી ન્યારો, ગુરૂ મારગ બતાવનારો ॥ ૪૩ ॥ તેનો માની લેવો ઉપકાર, પણ રાખવો પ્રભુ શું પ્યાર; તેવી ખરી વારતા જેહ, નવ્ય સમજવા દેઉ તેહ ॥ ૪૪ ॥ ખરૂં જ્ઞાન કથે જન કોઇ, તેની કરાવું બગદોઇ; ખરી વાતને નાંખુ મારી, ખોટી વાત દીપાવું સારી ॥ ૪૫ ॥ સાચા જનને અવજસ મળે, ખોટા જનની વેળા વળે; એવી અવળી રીતી મહારી, વેદ પુરાણ કહે છે પોકારી ॥ ૪૬ ॥ તોહે જગતના સમજ્યામાં નાવે, ખોટી વાત ખરી સોવરાવે; એવી સરવેની કરૂં બુદ્ધિ, આવવા ન દેઉં શુધ્ય સુદ્ધિ ॥ ૪૭ ॥ ચઢાવું અવળે પંથ પ્રેમે, સવળામાં નાંખું વહેમ; ખોટું નાણું નવ ખોવાય, સાચું નાણું નલ સંચવાય ॥ ૪૮ ॥ મારા

રાજમાં ખોટું ખલવું, વળી ખોટાનું ચલણુ ચલવું; ઘણું ખોટું તે ખરૂં મનાશે, ખરૂં હશે તે માર્યું જાશે ॥ ૪૯ ॥ વળણુ ॥ ખરે ખરૂં માર્યુ જશે, ખોટું ખરૂં મનાય; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીતણી સત્તાય ॥

---

## કડવું ૨૮.

### રાગ સાખીની ચાલ.

જયમુનિ રૂષી એણીપેર બોલ્યા, સુણજન મેજેરાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કરણી કથાય ॥ ૧ ॥ કળી કહે યુધિષ્ટિર સુણો, સત્ય મારગને છેદુ; પણ કોઇ ખરો જ્ઞાની હોય તે, થઇ જાય મહારો ભેદુ ॥ ૨ ॥ ધુતારાનો ધર્મ વધારૂ, સાચાનો નાંખુ ભાગી; પાખંડીનું પુજન કરાવું; ખોટુ પુરણ પુઠળ લાગી ॥ ૩ ॥ એવી અવળી રીતી મહારી, અવળુ સૌ સવળુ માને; ખરાની ખરી વાત હોયે તે, ધરવા ન દેઉં કાને ॥ ૪ ॥ કલ્પીત ગ્રંથો ઉભા કરાવું, જગમાં સાચા મનાવું; પુરાણા પુસ્તકો હોયે, તેને ખોટાં ઠરાવું ॥ ૫ ॥ સતીને શીશ લાન્છન લાવું, શાહુકારને કરૂં ચોર; સધરમીને પાછો પાડુ, અધરમીનું કરૂં જોર ॥ ૬ ॥ સાચા જનને જુઠો ઠરાવું, જુઠાને ઠરવું સાચો; કાયરને સુરો કહેવરાવું, સુરાને પાડુ પાછો ॥ ૭ ॥ જોતીસુ વિધા જુઠી પાડુ, જગતની શ્રદ્ધા ઉઠાડુ, વૈદોને અજાણુ ઠરાવા, નવા નવા રોગ કહાડુ ॥ ૮ ॥ વૈદ લોકો રોગ કળી ન શકે, ન જાણે રોગનું નામ; એવી એવી ઉત્પાત કરવા, એ તો મહારૂં કામ ॥ ૯ ॥ સર્વની સ્વારથ બુદ્ધિ બનાવું, પરમારથ કહાં વસે; કીરતી દાનનો રીવાજ કહાડુ, જ્ઞાની જનો જોઇ હશે ॥ ૧૦ ॥ બ્રહ્મ ભોજન કરાવે કોઇ, તે ધરે બહુ હંકાર; જસ લેવા તે વેળા પુછે, કેવો છો સ્વાદ વધાર ॥ ૧૧ ॥ અધરમી બ્રાહ્મણ વિખાણ કરે દાળ તો દુધપાક તોલે; ખારી હોયે ને કહે મીઠી, અન્નપર જુઠું બોલે ॥ ॥ ૧૨ ॥ તવ પુછીએ શીદ બોલ્યા ખોટુ, દાળમાં નથી સ્વાદ; મોદીકથી મરડાય છે મોઢુ, જો એમ લઇએ વાદ ॥ ૧૩ ॥ તવ કહેશે કે અન્ન દેવતાને, ખોટું કેમ કહેવાય; માટે સારૂ કહેવું પડે, એમ વદે તદાય ॥ ૧૪ ॥ અન્ન ખોટું કહેતાં પાતક લાગે, વાત વિચારો આપ; પણ અન્નપર એ શી બોલવું જુઠું, એથી તે કીયું પાપ ॥ ૧૫ ॥ તવ વિપ્ર કહેશે જેમ હોય તેમ, ધણીને ખોટું ન કહીએ; ખોટું કહીએ તો નહોતરૂં ન દે, તે-

થી તેના ગુણ જઇએ ॥ ૧૬ ॥ જાણી જોઇને અણપર બેશી, જુઠું બોલે અજ્ઞાની; જુઠું બોલાવે માલધણી એ, કીરતીનો અભીમાની ॥ ૧૭ ॥ એવા અતિશે ઉત્પાત માંડ્યા; મ્હારા વારામાં હું તો; પ્રેમદાઓ એવી થવાની, સ્વામીને વેચે સુતો ॥ ૧૮ ॥ પરપુરૂષ બહુ પ્રિય લાગે, મુખડાં દેખી મ્હોશે; આબરૂ ઇજત આધી મુકી, ધન લોભે પહેરવેશ જોશે ॥ ॥ ૧૯ ॥ સારાં નરતાં સ્વરૂપ જોશે, સારા નરતા પોશાગ; પહેરે વેશ દેખી પ્રેમદા પતળશે, શીધ સિદ્ધ બગીચા બાગ ॥ ૨૦ ॥ વૃદ્ધ યોબનની કરશે પરિક્ષા, લંપટ લલના થાશે; સ્વામી જ્યાં જવાનું ના કહેશે, ત્યાં તે ભમણી જાશે ॥ ૨૧ ॥ બાંધશે સુમત કંથની સાથે, કરશે કોટીક કલેશ; વૃદ્ધાવસ્થાની થાશે તોહ્યે, ફરશે યોબન વેશ ॥ ૨૨ ॥ અપુત સ્વામી કરશે તે નારી, કહેવાશે કપુત; સત સ્વામી કરશે તે નારી, ગણાશે સપુત ॥ ૨૩ ॥ પશુનું મૈથુન દેખી, વામાને વ્રહે ચડશે; શુભ શિખામણ દેશે તેને, ગળે અવળી પડશે ॥ ૨૪ ॥ માથે કુડું કલંક મુકી, કંથને સામો લડાવે; સ્વામીનો સ્નેહી હોય તેની, સાથે રાંટ પડાવે ॥ ૨૫ ॥ પછી છીદ્રો શોધે નહીં ને, ન દે શિખામણ કદી; સતીયાને જારકરમી ઠરાવે, નિરમળ વાણી વદી ॥ ૨૬ ॥ મુરખ પુરૂષ માનશે સાચું, અબળાનાં ચીન નહીં વરતે; ધારે જેટલું કરે તેટલું, માનુની એક સરતે ॥ ૨૭ ॥ મ્હારા વારામાં વામા કેરૂ, ચલણ ઘરમાં ચાલે; બોલ્યું અબોલ્યું નરને કરાને, હલાવ્યું પાંદડું હાલે ॥ ૨૮ ॥ માતા તજાવે પિતા તજાવે, તજાવે ભ્રાત ભગની; પુરૂષ જો તેમ તજે નહીં તો, કલેશનો ઉઠે અગ્નિ ॥ ૨૯ ॥ નારી ન જંપે ને ન જંપવા દે, નરના પુરણ પાપ; મ્હારા રાજમાં કામની કેરો, કોઇ જેરવે તાપ ॥ ૩૦ ॥ પુરૂષનું પુરશાતન ઘટશે, વધસે વરહે વામાને; પોતે કુડાં કૃત્ય કરીને, મુકે આળ સામાને ॥ ૩૧ ॥ પોતાની સરસાઇ બતાવા, કરે સામાની વાતો; નવરી બેઠી વગોવે પરને, કરે વિશ્વાસઘાતો ॥ ૩૨ ॥ વાદજ ભાલે સ્વામી કેરા, કેમ પરણ્યા બે નારી; અમારે પણ બે નર જોઇએ, થાશું વ્યભિચારી ॥ ૩૩ ॥ અબળા પોતાનો ધર્મ ન સમજે, નરનો ધર્મ ન જાણે; એક નારીને ન હોય નર બે, નર લક્ષ નારી આણે ॥ ૩૪ ॥ ધરમ શાસ્ત્રે આપી છે છુટી, સ્વતંત્ર પુરૂષ સર્વ; પરતંત્ર જાણવી પ્રેમદા સઘળી, તેમ છતાં કરે ગર્વ ॥ ૩૫ ॥ વાદ કરાવું ગર્વ ધરાવું, તે મમ રાજ્યની રીતી; નર થાકસે પણ નારી જાતી, પરાણે કરસે પ્રીતિ ॥ ૩૬ ॥ એક નર પુઠે નવ નવ નારી, ફરસે

દિવસ રેણી; વામાનો ગ્રહે નહીં સમવાનો, નજર સદા હેણી ॥ ૩૭ ॥ પશુ સમ વ્યવહાર વરતસે, કે તનયા કાં બેટી, કાં ભગની કાં કાકી માશી, શરમ મુકસે છેટી ॥ ૩૮ ॥ નર નારી એક વાહન બેશી, ફરસે સુખડું લેવા; નર સરીખા પોશાક પેહેરે, પુરણ વૈભોગ દેવા ॥ ૩૯ ॥ અબળા ઉપાનહ પહેરસે ચરણે, ખડા ચઢાવી ચાલે; વિદ્યા જાણી વિદ્વાન બનીને, છત્તર રૂમાલ ઝાલે ॥ ૪૦ ॥ પતિનો કર ગ્રહી પંથે પળસે, નહી ભ્રાત તાતની સર્મ; કહેસે કયાં કર પરનો ગ્રહ્યો છે, કકતી નથી અધર્મ ॥ ૪૧ ॥ એવા એવા ઉત્તર દેસે, બોલ્યામાં બહાદુરી; ભણી ગણીને પ્રવિણ થાસે; સકળ ગુણે સુરી ॥ ૪૨ ॥ પુત્રીના માત તાત દેખીને, થાસે ખુશી ખુશી; કહેસે કે દીકરી છે બહુ સુખી, જમાત્ર જબરો હુંશી ॥૪૩ ॥ સાસરેથી દીકરી આવે તવ, દે માન્ય ને આવકાર; આવો બહેની બેસો બહેની; શું જમસો આ વાર ॥ ૪૪ ॥ એવાં એવાં લાડ કરીને, પીતા પુત્રી બગાડે; માતાકેરી વાણી મીઠી, દીકરીને મોહ લગાડે ॥ ૪૫ ॥ ॥ વળણ ॥ મોહ ચઢાવે માવડી, કરી તનયાનાં વખાણ; વ્યાસ વલ્લભ વાણી વદે, કળીતણું એ પરમાણ ॥

## કડવું ૨૯.

### રાગ મારૂની ચોપાઇ

બોલ્યા જયમુની એમ વાણી, રાજા સાંભળ ઉલટ આણી; કળી કહે સુણો રાય ધર્મ, મારા ગુણ ચરિત્રના મર્મ ॥ ૧ ॥ મારા વારામાં જે જે થાય, તે તે મ્હારૂં કરાવ્યું કસાય; મારા વારામાં સુમતી નાસે, રમે કુમતી ચારે પાસ ॥ ૨ ॥ મારા વારામાં વહાલામાં વેહેરે, જેની ને તેની આંખમાં ઝેર; વળી કંગાલ ઉપર કેહેર, શાહુ જબરાની માગે મહેર ॥ ૩ ॥ વળી સગાં સહોદર જેહ, સાચુ શત્રુપણું કરે તેહ; વળી પાસેનો પાડોશી બળે, જ્ઞાતી ભાઇ ઘણા કળ કળે ॥૪॥ જાતી ટળીને જ્ઞાતી થાસે, એક એકનું ઘસાતું ગાસે; તેમાં બનસે શેઠ પટેલ, કરસે ચાંડાલના ખેલ ॥ ૫ ॥ જેને ને તેને કનડવા ધારે, ઘણા ગરીબોને ગરદન મારે વળી લાંચો લેવાંની ધારે, કાંઇ મળે તો તેને ઉગારે ॥ ૬ ॥ હોય ચંડાળ જાતી જેહ, પણ તેવું ન કરે તેહ; સેઠ પટેલ જે કહેવાસે, તે તો કરમ ચંડાળ થાસે ॥ ૭ ॥ હોય ત્રણિક વિપ્ર ઉંચ, પણ નીચપણાની ખુંચ;

દેખાસે ભક્તિ ભાવમાં પુરો, તે તો પ્રપંચે નહીં અધુરો ॥ ૮ ॥ અને સા
દે સ્વરૂપ જે ફરે, તે તો પ્રભુથી કાંઈક ડરે; નારી નરતણો વેશ ધરશે,
માત પિતાને મારગ કરશે ॥ ૯ ॥ બાળકી અવતરે જ્યારે, પહેરાવે પુ-
ત્રનો વેષ ત્યારે; તેથી પુત્રરૂપે પુત્રી ફરે, મહોટપણે તે ચાળો કરે ॥ ૧૦ ॥
પછી ગુણ કેવા નીસરે, કેમ નાનપણનું વિસરે; પછી તેમાં કેવા ગુણ
આવે, બોલે ચાલે જેવું તેને ફાવે ॥ ૧૧ ॥ તેથી કહેવાય જગમાં એવું
માત પીતા બગાડે છે તેવું; પણ માત પિતા શું કરે, મહારી છાયાથી
બુદ્ધિ ફરે ॥ ૧૨ ॥ જેવું કરતા હરતા ભગવાન, તેવો હું કરતો મસ્તાન
નર નારીતણા વેશ લેશે, વામારૂપે આલીંગન દેશે ॥ ૧૩ ॥ નરને નારી
થવા મન થાશે, દેવને નામે વેશ લેવાસે; નહીં આવે લંપટને લાજ, એમ
ઉંધે ઉંધું મહારૂં રાજ ॥ ૧૪ ॥ ત્રણે યુગમાં સવળા ચરણ, મહારે અ-
વળી અષ્ટાદશ વરણ; મહારા વારામાં મેવ આછો, ચઢી આવી જતો
રહે પાછો ॥ ૧૫ ॥ આવ્યો આવ્યો સહુને દેખાડે, પણ એક ફોરૂં નવ
પાડે; જગત જે દન આવવો ધારે, વાદળુ ન દીસે તે વારે ॥ ૧૬ ॥ કદી
વરસે તો અન્ન બોળે જાય, નવ જાય તો જંતુ થાય; તે તો વીણી વીણી
ને ખાય, કાં તો ખાનારાં ખોવાય ॥ ૧૭ ॥ દેખાડું નવા નવા રંગ, પણ
તે રંગમાં નહીં ઢંગ; કરે જે જે આશા ને ઉમંગ, તેની મહારે કરવી
ભંગ ॥ ૧૮ ॥ ધર્મધ્યાન જે કરવું ધારે, તેને નાંખુ વિઘન નઠારે; પરી
પુરણ કરવા ન દેઉ, થાય પુરણ તો કરૂં કેવું ॥ ૧૯ ॥ મન ફેરવી અ-
ભીમાન લાવું, એનું કર્યું કારવ્યું ધોવરાવું; ઘણી ફુલાશોમાં ફુલાવું,
કરેલું સુક્રીત ડુલાવું ॥ ૨૦ ॥ મહારા વારામાં જુજવા પંથ, વળી ક-
રાવું કલ્પીત ગ્રંથ; કોઇ પ્રતમાને પ્રભુ માને, કોઇ પ્રતમા પાશાણ જાણે
॥ ૨૧ ॥ કોઇ કહેશે પ્રભુ નીરાકાર, કોઈ કહેશે પ્રભુ સાકાર; કોઈ કહે-
શે એ પ્રભુ, કોઈ કહેશે કરતા હરતા ॥ ૨૨ ॥ કોઇ કહેસે સુગુણ સ્વા-
મી, કોઇ નીરગુણ માને નારી; કોઇ કહેસે ન્યારો રામ, કોઇ પુરણ વા-
પક કહે શામ ॥ ૨૩ ॥ કોઇ સુતાને માનશે પ્રીતે, કોઇ બેઠાને રૂઠી રીતે;
કોઇ ઉભાને માલીક માને, કોઇ નહીં કાંઈ એવું જાણે ॥ ૨૪ ॥ કોઇ
છબીને પીતળ પુંજે, કોઇને તે અવળું સુજે; કોઈ કાષ્ટ મતી કાસેવે,
કોઇ એ વાત મુકે વેવે ॥ ૨૫ ॥ કોઇ તિલક ઉભા તાણે, કોઈ આડા તી
લક વિખાણે ॥ ૨૬ ॥ કોઇ ઉભામાં બીનગી કાળી, કોઈ કપોળે ભસ્મ-
કોને ઉભામાં ચાંદલો એક, કાઇને બે ત્રણનો નેક ॥ ૨૭ ॥ કોઈ કરે ઉ-

ણી બે સળીયો, કોઇ જેવો બદામનો કળીયો; કોઇ ધનુષ બાણાકાર, કોઇ કેસર સુખટ સાર ॥ ૨૮ ॥ કોઇ રૂદ્રાક્ષ તુળસી વાળા, કોઇ સ્ફટીક મણીની માળા; એવા જુજવા જુજવા મત, તેમાં કીયો સત્ય અસત્ય ॥ ૨૯ ॥ સહુ કહેશે સત્ય અમારા, બાકી બીજા બધા ધુતારા; નીરાકાર વાળી એમ બોલે, અમારો વેદ પંથ સત્ય તોલે ॥ ૩૦ ॥ ચાલે સાકારનું જુઠાણું, મુંઢ સત્ય માને સાંજ વાણું; બોલે સાકારવાળા એમ, નીરાકારમાં કુટાઓ કેમ ॥ ૩૧ ॥ નીરાકારનો પથજ ખોટો, કાઢનારે વાળ્યો છે ગોટો; એમ અપખોડે સાકારવાળા, દેખાડે પોત પોતાના ચાળા ॥ ૩૨ ॥ પેલો પેલાને જુઠો પાડે, પેલો પેલાની ખોડયો કાઢે; ત્યારે જાણવો કીયો સાચો, મહારા વારામાં સૌ પંથ કાચો ॥ ૩૩ ॥ જુઓ સૌ પંથ સાચા હોય, તો તો જુજવા ન પડે કોય; સાચો સર્વ સ્થળે પરખાય, કોઇ કોઇને ટંટો ન થાય ॥ ૩૪ ॥ બધા વિશ્વનો છે ધણી એક, તેના ન હોય પંથ અનેક; ઉપજે પંથ અનેક જેહ, જુડે જુઠા જાણવા તેહ ॥ ૩૫ ॥ જે જે વસ્તુ જે જે ખાય, તેને તેનો સ્વાદ જણાય; તેથી તેને તે માને મીઠું, શાથી કે બીજું નથી દીઠું ॥ ૩૬ ॥ મહારા વારામાં કાચે કાચુ, કોઇનું નવ્ય જાણવું સાચુ; તેહું કળી કુટાવી મારૂ, કોઇનું ન થવા દઉ સારૂ ॥ ૩૭ ॥ કોઇને હાથ સાચી વાત, આવે તે ન કરે પ્રખ્યાત; પ્રસિદ્ધ કરવાની બુદ્ધિ ન આપું, કરે પ્રસિદ્ધ તો મન કાપુ ॥ ॥ ૩૮ ॥ કોઇના મનમાં ઠરવા ન દેવું, મહારૂં પરબળ જાણવું એવું; જગતની મતી ફેરવું એવી, ધુતારો ગણી કહાડે તેવી ॥ ૩૯ ॥ જેનામાં હું ન શકું પેશી, તેના મનમાં સત્ય જાય બેશી; સાચુ જ્ઞાન થઈ ગયું જેને, મુકું આળસ સુસ્તી તેને ॥ ૪૦ ॥ તેથી હાથ આવેલું ખુએ, પછી નવા નવા રંગ જુએ; દેખાડુ રંગ ભારે ભારે, તેથી ખરી વસ્તુ વિસારે ॥ ૪૧ ॥ એટલે અવળે પંથ લેઉં, પછી છુટા થવા ન દેવું; ખરો હીરો નાંખુ ખોવરાવી, જુજવા ભભકા જોવરાવી ॥૪૨ ॥ પુરણ પ્રારબ્ધી પ્રાણી હોય, તે તો ખરી વસ્તુ નવ ખોય; તેની પાસે મહારૂં નવ ચાલે, એ તો મન માને તેમ મહાલે ॥ ૪૩ ॥ વળણ ॥ મન માને તેમ મહાલવા, જ્ઞાની જનને છુટ; પણ મહારા વારા વિશે; જગત જાણે જુઠ ॥

## કડવું ૩૦.

### રાગ ધનાશ્રીની ચાલ.

જયમુની રૂષી અણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, કળીની કરમ કથાય ॥ ૧ ॥ કળી કહે છે યુધિષ્ટિરને, સાંભળો મહારી કરણી; એકાએક કોઈથી નવ થાશો, બધી કહુ વાત વરણી ॥ ૨ ॥ ખરી બીના કહુ છું તમને; ચાહ્ય રીજો કે રૂઠો; મમ રાજમાં જુઠો તે સાચો, સાચો તે જણવું જુઠો ॥ ૩ ॥ સાચાની રીતી સવળી તે, અવળી સહુને ભાસે; કરતા હોઇએ તેજ કરીએ, એમ કહીને નાસે ॥ ૪ ॥ ખરામાં કોને ન દેઉં ટકવા, બકવા કર્યા કેવરાવું; ન્યાયમાં વારતા દીસે તોહે, યુક્તિથી ફેવરાવું ॥ ૫ ॥ ખરું લાગે પણ એમ મન ફેરવું, અવર પથે છે મહોટા; તે સરવે કેમ વળગ્યા હશે, કેમ કહી શકીએ ખોટા ॥ ૬ ॥ એવું સમજી રચ્યા પચ્યા, રાત દિવસ રહે તેમાં; સુજવા ન દેઉં ખરો રસ્તો, કાંતો બોળાવું એમાં ॥ ૭ ॥ ખરામાં મન દ્રઢ નવ રાખું, એવું પરીબળ મહારૂં; અનેક અવગુણનો હું ભરેલો, કોઇનું ન કરૂં સારૂં ॥ ૮ ॥ પોતાનું સારૂ કરવા માટે, કઇ જન થાયે ત્યાગી તેને વિશેષ પાપમાં નાંખું, બહુ કરૂ બેરાગી ॥ ૯ ॥ સંસારી કરતાં ત્યાગી જનમાં, અપલક્ષણો હજાર; અતી પાપમાં એને નાંખુ, ખેલાવું નગ્ર બજાર ॥ ૧૦ ॥ બનાવું કામીને ક્રોધી, લોભી લપટ લાલ; ઉપરથી દેખાય રૂડોને, અંતર ખોટી ચાલ ॥ ૧૧ ॥ તે કોઇના વરત્યામાં નાવે, તે કરતાં કદી આવે; પણ પાપ થાવામે મતી આપેલી, મનમાં કાંઇ નવ લાવે ॥ ૧૨ ॥ લપટ સંગે રહે લપટાઇ, પર પાસે ગુણ ગાય; એવો મેં અંધાપો આપેલો, પાતકમાં લપટાય ॥ ૧૩ ॥ મહારા વારામાં વેરાગી, સન્યાશી બ્રહ્મચારી; તેમની સેવા પુરૂષ કરતાં, વિશેષ કરશે નારી ॥ ॥ ૧૪ ॥ નારીનું હલન નારીનું ચલન, નારી કરે તે થાય; વિશેષ વિધવા વામા વળગે, કહેશે કરૂં સેવાય ॥ ૧૫ ॥ યોઅન વયની વિધવા વામા, વિદ્યા અભ્યાસ કરશે; મહારા છે ગુરૂ મહારા છે ગુરૂ, કહી કહી પુઠે ફરશે ॥ ૧૬ ॥ મહતા વધારે મીષ્ટાન મારે, સેવા કરે બહુ સારી; પોતાને પતી નહીં ને, ત્યાગીને નહીં નારી ॥ ૧૭ ॥ એકે ન ઓડ નહીં કશી વચમાં, શું છે તે જગદીશ જાણે; અજ્ઞાની જીવ એવું કપેશે, ત્યાગી તે તાત પ્રમાણે ॥ ૧૮ ॥ ત્યાગી કહેશે સેવક અમારી, સંગારૂપ છે આદ;

હરનીસ એને જ્ઞાન વહાલું, સેવા કરે ધાઇ ધાઇ ॥ ૧૯ ॥ વિધવા કહેશે કંથ ગયો તો, શું કરવો વ્યવહાર; આ સ્વામીની સેવા કરીને, ઉતરીયે ભવપાર ॥ ૨૦ ॥ એવું કહી સેવામાં રહીને, મન ગમે તેમ ચાલે; જગ-તની નિંદા ન કરે માટે, હરનીસ માળા ઝાલે ॥ ૨૧ ॥ ભોળીયા કહેશે ભક્ત છે બાઇ સંસારની લત નથી, ગુરૂની સેવા કર્યા કરે છે, વિદ્યાભ-ભણી છે અતી ॥ ૨૨ ॥ ભણી ભણીને શું જ્ઞાન ભણ્યે, પ્રથમ સમજે કેવું; પંચ ભુતોની આ છે કાયા, માહારે શું લેવું દેવું ॥૨૩ ॥ દેહતે હું નહીં દેહ માહારો નહીં હું દેહનાથી ન્યારી;માટે દેહથી કર્મ બને છે; તેની હું નહીં ભોગહારી ॥૨૪॥ દેહનાં કરમ દેહ કરે છે, તેથી મુને નહીંદોશ; એવું ગુરૂનું જ્ઞાન મળ્યાથી કોઈ વાતનો નહી છોશ ॥ ૨૫ ॥ ગુરૂ કહીને ગોદમાં બેસે, ચેલી થઈ ચાંપે ચરણ; ન રહે વ્યભીચાર થયા વણ; ભી-જાય અંતઃકરણ ॥ ૨૬ ॥ કામદેવને શીવ સરખા ન જીત્યા, તો કોણ મનુશ જાતી, અચળપણું બતાવે મીથ્યા, દુનીયા ભોળી છેતરાતી ॥ ૨૭ ॥ ક્રીયા ગ્રંથમાં કહ્યું છે કે, ત્યાગી કને જાય નારી; નારીનો પર-છાયો ન લે, સંન્યાશી કે બ્રહ્મચારી ॥ ૨૮ ॥ તેમ છતાં શેવામાં રાખે એ બધો માહારો જોરો; કાજળની કોટડીમાં પેઠેલો, કોઇ રહે નહી કોરો ॥ ૨૯ ॥ નાહાતી વેળા પેશાબ કરે, પાણી ભેગું જાય પાણા; ગુરૂ સેવ-કમાં એ રીતે, કોણ વાદતા જાય જાણી ॥ ૩૦ ॥ એવા અતી અવગુણ માહારા, કહેતાં ન આવે પાર; મારા રાજમાં ડગલે ડગલે, વધશે વિ-ભીચાર ॥ ૩૧ ॥ રાજ્યવંશી રઝળતા થાશે, ગુલામ કરશે રાજ; સગા સહોદર કોઇ કોઇની, ન ગણે લગાર લાજ ॥ ૩૨ ॥ રાજા રહીયતને દુખ દેઈ, ધન હરીને લેશે; ન્યાય તજી અન્યાય કરીને, દુનીયાને દંડ દેશે ॥ ૩૩ ॥ રહીઅત રાજાનું વાંચશે ભુંડુ, રાજા રહીઅતને રગડે. દુખડુ પડશે વસ્તી વીશે, આનંદ થાસે વગડે ॥ ૩૪ ॥ વળણ ॥ વગડે આનંદ ભોગવે, શુણો યુધીષ્ટર રાય, વ્યાસ વહાલભ વાણી વદે, કળીની કરમ કથાય ॥

---

## કડવું ૩૧.

### રાગ ઝુલણાની ચોપાઈ.

બોલ્યા જયમુની મુખવાણી, રાજા સાંભળ ઉલટ આણી; કહે કળી

ધરમરાય પ્રત્યે; દુનીયાને ચલાવું અસત્યે ॥ ૧ ॥ ઓછા આયુશની સહુ બુદ્ધી, નવી નવી ભોગવશે કષ્ટી; સપ્ત વર્શની સ્ત્રી થઇ ફરશે. નવ વર્શની ગરભ ધરશે ॥ ૨ ॥ નીપજે નીરબળ પ્રજાય; મંદ બુદ્ધી સરવની થાય; ટુંકો આયુશ ટુંકી બુદ્ધી, તેથી નાવે પ્રભુની સુદ્ધી ॥૩॥ થોડા આયુશમાં સુખ સર્વ, લોભ લાલચ ગમ્મત ગર્વ; કામ ક્રોધ માહારૂં ને તારૂં; લપટાય કરી લેવા સારૂં ॥ ૪ ॥ વહુ સોળ વરસનો થાશે, તવ સાસુનાં મેહેણાં ખાશે; કેહેશે વાંઝણી ઘરમાં આવી, બધી જીનગાની દુખાવી ॥ ૫ ॥ નાહાની વયમાં વસ્તાર માગે, કાચો કચીઆરો ખપ લાગે; એતો ટુંકા આયુશનું જોર, સહુનો મોહ માયાનો અકોર ॥ ૬ ॥ નાહાની નાહાની વયનાં બાળ, મોહ મૈથુનનો મમ કાળ; અતી અપલક્ષણ અવગુણ, કાંટે તોળાશે જવ ત્રણ ॥ ૭ ॥ હવે કહોતો કહું વિશેશ, સુણતામાં ઉપજશે કલેશ; તવ ધરમ ભરાયા ક્રોધે, થાય ભ્રષ્ટ બુદ્ધિ તુજ બોધે ॥ ૮ ॥ તું કરાવે વાલામાં વેહેર, તારી કરણી કાળો કેહેર; સુણી આવ્યું આંખમાં જેર, પાપ નહીં તુને મારતાં દેર ॥ ૯ ॥ માટે વાયુ સુત મમ વિર, મહા બળવંત ગુણ ગંભીર; તેને આપુ આગના આજ, કાઢે આખા વિશ્વની દાઝ ॥ ૧૦ ॥ તવ કળીએ કર જોડયા, તમારા સહુ સંદેહ તોડયા; બધા અવગુણ કહ્યા મારા, હવે સાંભળી લ્યો ગુણ સારા ॥ ૧૧ ॥ પછીથી મારજો સુખ રૂપે, તવ ધીર્ય ધરી ધર્મ ભુપે; વિરા વરકોદર ધરો ધીર, જોઇએ કેટલું છે નીર ॥ ૧૨ ॥ એમ કહીને રોકાણ કીધું, ગુણ સાંભળવા લક્ષ દીધું; બોલ્યા યુધીષ્ટર મુખ વાણી, સુણ કુકરમી હેત આણી, ॥ ૧૩ ॥ ગુણ સાચા હોય તો કહેજે, નહીતો સમજી ચુપ રહેજે; જો જુઠી અડાવીશ વાતો, તો તો ખાઇશ ભીમની લાતો ॥ ૧૪ ॥ દુખી થઇ થઈ થાશે મરણ, ઘણું દુભાશે અંતઃકરણ; માટે બોલજે સાચે સાચું, જુઠી વાતે હું નહિં રાચુ ॥ ૧૫ ॥ તારાં કઠીણ કુડાં કરમ, ઘણો દીઠો અમે અધરમ; તવ કળી કહે સુણો રાય, પન્ડે નહી બોલું જુઠું જરાય ॥ ૧૬ ॥ જુઠું બોલું તો જગદીશ પુછે, ખોટું કહેવાનું કારણ સું છે; બોલું અસત્ય માહારે આપ, મને કોટી ગૌહત્યા પાપ ॥ ૧૭ ॥ બ્રહ્મહત્યાનું પાપ અનંત, આ જગે નથી ખોટી ખંત; તવ ધરમ કહે ગુણ તારા, જોઇએ જો કેવા છે સારા ॥ ૧૮ ॥ ત્યારે કળી કહે સુણો રાય; સત્ય દ્વાપર ત્રેતા ગણાય, તે વાતે ત્રણ યુગો કાઠા, માહારા કરતાં જાણવા માઠા ॥ ૧૯ ॥ તેવાતે યુગમાં સહુ કોઇ, ચાલે સત્ય

પંથે જોઇ જોઈ; જુઠુ બોલે નહી મુખ જરા, ચાલે ખડગ ધારાએ ખરા ॥ ૨૦ ॥ કરે પુન્ય ને ન કરે પાપ, ટાળવાને ત્રીવીધી તાપ; કરે જપ તપ કાયાને કષ્ટી, રાખે સહાય નિરમળ દ્રષ્ટી ॥ ૨૧ ॥ તેવું કરતાં કાઢે બહુ દન, તોહે ન મળે જુગજીવન; મારા વારામાં ખટમાસ કરે સત્ય કરમ અભ્યાસ ॥ ૨૨ ॥ તેને તરત મળે મોહન, પુરવનો પાપી થાય પાવન; જપ તપથી ન ખુએ આયુશ, થોડામાં પુરણ કરૂં હુંશ ॥ ૨૩ ॥ એવું પરીબળ માહારામાં એક, જુઓ ધરમરાય વિવેક; બીજો ગુણ બતાવું નાથ, કહું છું જોડીને હાથ ॥ ૨૪ ॥ ત્રણ યુગમાં કરે પુન્ય, કરે અદકું ને રહે નુન્ય; તેથી દુભાય જીવ ગરીબ, જેના ઘરમાં ન હોય ઠી ॥ ૨૫ ॥ તેને કયાંથી અતિ ધન મળે, પુન્ય કરવાની વેળા વળે; ત્રણ યુગમાં એ અવગુણ, આપે ડુંગરને મળે તરૂણ ॥ ૨૬ ॥ મારા વારામાં એક દાનતણું, ફળ મળવાનું હજાર ઘણું; એક જનાવાદી પુન્ય રળે, તેને સહસ્ર જનાવાદી મળે ॥ ૨૭ ॥ મને એવું હરીનું વરદાન, તમે સાંભળ્યું હસે કાન; વળી ત્રીજો ગુણ બતાવું, ત્યાર પછીથી માર ખાવું ॥ ૨૮ ॥ ત્રણ યુગમાં ઘણા વરષ, ધ્યાન ધરે ધરીને હર્ષ; તે ગણાય તરણા સમ ધ્યાન, મુજમાં ઘડી મેરૂ સમાન ॥ ૨૯ ॥ ત્રણ યુગમાં સરવે નારી, સેવે સ્વામી અને મોરારી; તવ સુગતી પામે અબળા, એવા ત્રણે યુગો છે નબળા ॥ ૩૦ ॥ મારા વારામાં સેવ્યો સ્વામી, તે તો પ્રભુતણું પદ પામી; પોતાના પતીની સેવા કરે, ચાહ્ય તો હરી ધ્યાન ન ધરે ॥ ૩૧ ॥ તેને રીજે ત્રીલોકના નાથ, એવી સ્વતંત્રતા તેને હાથ; મારામાં ગુણ એવા ચાર, કરો તોલ સતીના કુંવાર ॥ ૩૨ ॥ તવ ધરમ વિસ્મય થયા, બધા અવગુણ ઢંકાઇ ગયા; તું તો દેખાયો સુપાત્ર, તારા અવગુણ તરણા માત્ર ॥ ૩૩ ॥ કોટી દીવા આગળ એક રવી, એવી તુલના મુજને હવી; કોટી અવગુણ દીપક તુલ્ય, પણ ગુણ અદીત અમુલ્ય ॥ ૩૪ ॥ સુણો સુણો વરકોદર વીરા, કળીની કને ગુણના હીરા; એવાને કેમ શકીયે મારી, જો જે કુમતી કરતો તારી ॥ ૩૫ ॥ એને મુકી દો મારા ભ્રાત, તવ કહી વરકોદરે વાત; એણે આપણને દુઃખ દીધું, કળી કહે મેં પારખું લીધું ॥ ૩૫ ॥ તાવી જોઇ કુપતી સતીને, પડુ પાય એની સુમતીને; જોઇ તમારી ન્યાય નિતિ, તેથી ઉપજી પુરણ પ્રીતિ ॥ ૩૬ ॥ ધન્ય ધન્ય સતી સંતાન, તમને પ્રસન્ન શ્રી ભગવાન; જાઓ જય તમારો થાસે, વિઘ્નં આરે નકાં કાંઇ પાસે ॥ ૩૭ ॥ વળણ ॥ વિ-

ન તમોને આવે નહીં, સીધારો સતી સંતાન; વ્યાસ વહાલ વાણી વદે, કળીએ દીધું માન ॥

## કડવું ૩૨.

### રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, હીમાલય મહીમાય ॥ ૧ ॥ કળીએ માન્ય અતિશે આપ્યું, બોલ્યા યુધિષ્ટિર એમ; હવે એને છુટો મુકો, ઓ રે બળીયા ભીમ ॥ ૨ ॥ આપણને શું લાગે વળગે, જે એના મતમાં જાશે; કુબુદ્ધિ એવા પ્રાણીની, જાશે ત્યારે થાશે ॥ ૩ ॥ નહીં ડગે ને સ્થીર મન રાખે, તેને નહીં ડાઘ લાગે; લંપટ મતી કરે તેનું, સત્ય સમુળુ ભાગે ॥ ૪ ॥ આપણે એ શી કરવી ઉપાધી, પંથે પળો મમ વીર; તવ વરકોદરે મુકી દીધો, ચાલ્યા પાંસરા તીર ॥ ૫ ॥ હરી સમરણ કરતા કરતા, પાધરે પંથ પળાય; પાંચ પુરૂષને છઠી નારી, હીમાળા લગભગ થાય ॥ ૬ ॥ એવામાં એક સરોવર આવ્યું, નિરમળ જળ લે લહેરી, પાણી પીવા પાંડવ બેઠાં, ઉંચાં વનફુળ પહેરી ॥ ૭ ॥ એવામાં થઈ વાઘ ગરજના, જેમ ગાજે બાર મેઘ; તેવો ગાજતો દોડયો આવ્યો, વાઘ વાયુ વેગ ॥ ૮ ॥ દેખી ભય પામ્યા ભૂપતી, હવે આયુશ ખુટયો; તવ વરકોદરે હીંમત આપી, ક્રોધ ભરેલો ઉઠયો ॥ ૯ ॥ કચ્છ ભીડાવી મનકુ ચીડાવી, વ્યાઘ્રના સન્મુખ ચાલ્યો; જરી ન ડરાયો હોકારો કરીયો, ઝડપી વ્યાઘ્રને ઝાલ્યો ॥ ૧૦ ॥ ઝડપી ઝાલ્યો બગલમાં ઘાલ્યો, પછી પુંછ પકડી કહાડયો મુસ્તક ઉપર ફેરવીને, પાશાણમાં પછાડયો ॥ ૧૧ ॥ તેવો વ્યાઘ્રનો દેહ તજીને, થયો ગાન્ધર્વ રૂપ; તે દેખીને વિસ્મય પામ્યા, કુન્તી નંદન ભુપ ॥ ૧૨ ॥ બે કરજોડી ગાન્ધર્વ ઉભો, પુછી વરકોદર વાત; વાઘ ટળીને આ દેહ પામ્યો, કોણ તારી મુળ જાત ॥ ૧૩ ॥ ગાંધર્વ કહે સુત સતીનો હું તો સ્વર્ગનો વાશી; એક વેળા આવ્યો અવનીમાં, મમ બુદ્ધિ થઈ રાશી ॥ ૧૪ ॥ દુર્વાસા રૂશી તપ કરતાતા, તેની કને હું આવ્યો; રૂશીને બીવરાવવા માટે, મેં મન દેહ વાઘ બનાવ્યો ॥ ૧૫ ॥ રૂશીજી તવ એળખીઆ ગયા, ક્રોધે ભરાણા આપ; નેત્ર ઉઘાડી કળકળીને; મુજને દીધો શ્રાપ ॥ ૧૬ ॥ કહીં જા વાઘને વાઘ રહેજે, તવ હું નથી પડીયો એ રૂ

રૂશી આપ શાપ દીધો, શું બાધ રૂપે નડીયો ॥ ૧૭ ॥ આપ મહારો અનુગ્રહ કરો, ઓ મહારા માબાપ; ભુલ્યો ચુકયો ને જખમારી, ટાળો ગરીબનો શાપ ॥ ૧૮ ॥ એટલે આવી રૂશીને દયા, હાલ તો આ દેહ મળશે પણ વાયુ સુત ભીમને હાથે, વાવતણો દેહ ટળશે ॥ ૧૯ ॥ એટલે ગાન્ધર્વ એમ બોલ્યો, મળે વાયુ સુત કયારે; રૂશી કહે હીમાળે જાશે, પાંડવ મળશે ત્યારે ॥ ૨૦ ॥ એવી વાણી કહીતી રૂશીયે, માટે રહ્યો છું હાંઇ; વટેમારગુ જળ પીએ છે, આ સરોવરની માંઇ ॥ ૨૧ ॥ હું જાણું કે ભીમ મળે તો, પામુ પુર્વનો દેહ; તેથી જેને તે તેને ગ્રહુ છું, કાર્ય કરૂં છું એહ ॥ ૨૨ ॥ ઘણે દીવસે તમો પધાર્યા, ત્યારે આ દેહ આવી; અતિ ઉપકાર માન્યો તમારો, અંતર ઉલટ લાવી ॥ ૨૨ ॥ ઇશ્વર જય કરશે તમારી, પામશો પ્રભુના ચરણ; પાતક ટળી પુન્ય વધજો, થાજો હરીને શરણ ॥ ૨૩ ॥ એમ કહી અંતરધ્યાન થયો, ગયો સ્વર્ગ સુદન; ઈંદ્રને જઇને ચરણે લાગ્યો, ઈંદ્રનું હરખ્યું મન ॥ ૨૪ ॥ આવ્ય ભાઇ ભલે તું આવ્યો, આ દેહ સાથી મળીયો; ગાન્ધર્વ કહે હીમાળે જાતાં, ભેગો થયો ભીમ બળીયો ॥ ૨૫ ॥ એ અડવાથી આ દેહ પામ્યો, નહીં તો હતો સુન્ય મુન્ય; તેની સાથે વનફુળ પહેરી, જાય છે તમ અરજુન ॥ ૨૬ ॥ છે મહા દુઃખી નથી સુખી, પામે છે ઘણી કષ્ટી; મહારા દલમાં ઉપની દયા, દેખી ન શકાયું દ્રષ્ટી ॥ ૨૭ ॥ એટલે બોલ્યો ઈંદ્ર રાજા, ચાલોને સરવે દેવ; અરજુનને હાંઇ લાવીએ તેડી, જરૂર આવશે એવ ॥ ૨૮ ॥ એવી આપી આજ્ઞા કે, ઉઠ્યા તેત્રીશ ક્રોડ; પુષ્પતણાં વૈમાન બેશી, ચાલ્યા જોડા જોડ ॥ ૨૯ ॥ ઉતરી આવ્યા અવનીની વિશે, જ્યાં હીમાલય પંથ; પાંડવને જાતા ત્યાં દીઠા, મારગ રોકયો અત્યંત ॥ ૩૦ ॥ પાંડવો કર જોડી ઉભા, ઉભો અરજુન ભુપ; એટલે નરને ઈંદ્રે પુછયું, કેમ ધર્યું આ રૂપ ॥ ૩૧ ॥ સા દુઃખમાં તું દુલી ગયો છું, ઓ રે મારા બાળ; શરીરે નથી વસ્ત્ર વાઘા, એવું શું આવ્યું આળ ॥ ૩૨ ॥ કોણે ઘરબાર છીનાવી લીધું, કોણે લીધું રાજપાટ; રાજ્ય વંશીનો વેશ મુકીને, કેમ કર્યો આ ઠાઠ ॥ ૩૩ ॥ અરજુનજી કહે પીતા મારા, કોઇએ કાંઇ નથી લીધું; કુડો કળીયુગ બેસવાથી, જાણી જોઇ ત્યાગ કીધું ॥ ૩૪ ॥ અવની વીશે રાજ કળીનું, એહું જાણ્યું મમ તાત; એના રાજ્યમાં રહેવું ન ઘટે માટે મુંકી સહુ વાત ॥ ૩૫ ॥ એટલે બોલ્યો ઈંદ્રરાજા, અવનીમાં કળીયુગ આવ્યો; તો તાંહરે આવવું હતું સ્વર્ગે, કોણે આ પંથ બતા-

યો ॥ ૩૧ ॥ વળણુ ॥ આ પંથ કોણે બતાવીયો, એ રે મ્હારા તન; વ્યાસ વલ્લભ વાણી વદે, સુણજો શ્રોતાજન ॥

## કડવું ૩૨.

### રાગ ધનાશ્રીની ચાલ.

જયમુની રૂશી એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પર્મ પવિત્ર કથાય ॥ ૧ ॥ ઈંદ્રિ કહે આ પંથ તુને, કોણે બતાવ્યો બાળ; આ કરવે શું સુખ માનો છો, ભુલ ખાધી ભુપાળ ॥ ૨ ॥ ઇશ્વરે મુનશા દેહ સારૂ, કીધા છે સહુ વૈભોગ; વૈભોગ તજવા કીયા પ્રાણીએ, માગી લીધા રોગ દોગ ॥ ૩ ॥ સુખ સંપત કોણ તજી બેઠો, તજવે શું વૈકુંઠ પામ્યો; કીયો પ્રાણી મોક્ષ મળોયો, લક્ષ ચોરાશી વામ્યો ॥ ૪ ॥ એટલે અરજુન હાથ જોડીને, બોલ્યો નરમળ બોલ; એ રે પીતાજી ઉત્તર આપું, તેનો કરજો તોલ ॥ ૫ ॥ પંચ ભુતોની આ કાયા છે, આપણી નથી જરા; તેને શા કારણ સુખ દેવું, આપણ દેહથી પરા ॥ ૬ ॥ ઈંદ્ર કહે એ દીકરા મ્હારા, વપુ સાથે શું વહેર; વહેર વિના વપુને દુઃખ દેવું, એ ઝેરીલાનું ઝેર ॥ ૭॥ પંચ ભુતોના વહેરી નથી ને, ઝેર કરવુ શા માટ; એ દેહવડે જ્ઞાન ધ્યાન થાયે, મળે મોક્ષની વાટ ॥ ૮ ॥ તેનાપર કળો કેદેર કરીને, દેવું દારૂણ દુઃખ; તે પાતક આપણને લાગે, ન મળે મોક્ષનું સુખ ॥ ૯ ॥ લહેણુ લેવાને દેણુ દેવા, લેવા પડે અવતાર; વેહેર વેહેર પડે લેવું દેવું, મોક્ષ ન મળે લગાર ॥ ૧૦ ॥ એટલે અરજુન એમ બોલ્યો, દેહ તો જડ છે સાર; ત્યારે તેને શું દુઃખ દેવું, અનુભવ નહીં લગાર ॥ ૧૧ ॥ ઈંદ્રિ કહે દેહ જડ જાણો છો, તોતેને શીદ દુઃખ દેવું; જડપર આટલું ઝેર કરો તો, ચૈતન્ય ઉપર કેવું ॥૧૨॥ જડને સુખ દેવું સારૂ નથી તો, દુઃખ દેવાનું કેમ સારૂ; જડને અનુભવ થાતો નથી તો, શીદ દુઃખ દેવા ધારૂ ॥ ૧૩ ॥ એટલે અરજુનજી ખમઆયો, વિચારીને વદ્યો વાણ; સુણો પિતાજી ઉત્તર આપુ, સમજી લેજો રામબાણ ॥ ૧૪॥ તમારા પ્રશ્નના ઉત્તર, મારે દવાની નથી ગતિ; અમે અમારે એવું સમજ્યા, દેહમાં રહેવું નથી ॥ ૧૫ ॥ ઈંદ્ર કહે એક મુમત ઝાલી, સમજ્યા વિના જાઓ ચાલ્યા; શાથી મોક્ષ મળે તે ન જાણ્યું, કોણે ખોટા વહેમ ઘાલ્યા ॥ ૧૬ ॥ ચાલો જઇએ સ્વર્ગ સુદનમાં,

અરજુન બોલ્યો વાણ; તાતજી સુજને કાંઇ કહો તો, પરમેશ્વરની આણ ॥ ૧૭ ॥ ઇંદ્રે જાણ્યું સંવાદ કર્યા વણ, કયાંથી આવે જ્ઞાન; ભગવત પદને એ પામવાના, નહીં મોક્ષનો અભિમાન ॥ ૧૮ ॥ એવું સમજી વેમાન બેશી, સ્વર્ગ ગયા સહુ દેવ; હીમાલયને પંથે વળ્યા, પાંડવો અધમેવ ॥ ૧૯ ॥ હરી ગુણ ગાતા મારગ જાતા, હવે શું આગળ થાય; તે કથા સંભળાવું તુને, ઓ જનમેજે રાય ॥ ૨૦ ॥ હીમાળાની હમભમ થયા, આવી સરીતા એક; પાંડવે સ્નાન કીધું, રાખી હરી જન નેક ॥ ॥ ૨૧ ॥ પંચ દેવોનું સ્થાનક દીઠું, તેનું કર્યું પુજન; પછી હીમાલય ચઢવા લાગ્યા, પવિત્ર પુરણ મન ॥ ૨૨ ॥ હેમગીરી પંથ જાતાં જાતાં, લય સરોવર આવ્યું; સ્નાન કરવા તત્પર થયા, ભગવત પદમ ન ભાવ્યું ॥ ॥ ૨૩ ॥ કીનારાપર જાતાં જાતાં નીકુળ લાગ્યા ગળવા; શીતળતા ચઢી ને ધુજ વાપી, શરીર લાગ્યું ડળવા ॥ ૨૪ ॥ જેવી રીતે સંપરસ ગળે, તે રીતે ગળવા લાગ્યો; રામ રામ રામ રામ સહુ ભાઇ બોલે, જોતાં જોતાં દેહ ભાગ્યો ॥ ૨૫ ॥ અરજુન શેદેવ ને ધ્રુપતી, થયા શોકાતુર; ધર્મની બીકે આંસુ ન લાવે, મહા દુઃખ થયું ઉર ॥ ૨૬ ॥ ધરમ પ્રત્યે પુછવા લાગ્યો, વાયુ નંદન ભેમ; ઓ મહોટા વીરા સુજ્ઞ સુધીરા, પ્રથમ નીકુળ કેમ ॥ ૨૭ ॥ મહોટા રહ્યા ને નહાનો ગળીયો, તેનું કારણ શું છે; તે મહારા મનનો સંદેહ ભાગો, કરજોડીને ભીમ પુછે ॥ ૨૮ ॥ ધરમ કહે વીરા મહારા, એ નહાનો લાડકવાયો; જેને ને તેને કરનો તુંકારા, થઇ ફરે તો હરાયો ॥ ૨૯ ॥ માતને તાતને તીરસ્કાર કરનો, એ પાપ એને નડીયું; તે કારણથી આપણાં પહેલાં, સરીર એનું પડીયું ॥ ૩૦ ॥ વરકોદર નીર સંશય થયો, પણ મન થયું ઉદાશ; સરવે સરોવરમાં સ્નાન કીધું, સમર્યા શ્રી અવિનાશ ॥ ૩૧ ॥ દેહો તજવાના વિચારવડે જાઓ ન ધરીયો શોક; માયામાં વિશેષ લક્ષ ન રાખે, સંભારે પુન્ય શ્લોક ॥ ૩૨ ॥ ધર્મને અતિ આતુરતા છે, પ્રભુને ભેળા થાવા; હરખ ઉરમાં માતો નથી, આગળ લાગા જાવા ॥ ૩૩ ॥ જાતાં જાતાં શેદેવજીનો, દેહ જ ગળવા લાગ્યો; બીજા બંધુ જોઇ રહ્યા છે, પંચ ભુતી પીન્ડ ભાગ્યો ॥ ૩૪ ॥ ભીમ કહે ઓ મહોટા બંધુ, મને પડયો ભ્રકુ વહેમ; શેદેવ આપણો ત્રિકાળ જ્ઞાની, વહેલો ગળીઓ કેમ ॥ ૩૫ ॥ એણે શો અપરાધ કરેલો, તે સંભળાવો સાર; ધરમ કહે સુણો વીરા, વાયુના કુંવાર ॥ ૩૬ ॥

હસ્તીનાપુરમાં દ્યુત રમ્યાતા, દુર્યોધન સંગ જ્યારે; પુછ્યા છતાં રમવા કહ્યુંતું, જાણી જોઇને ત્યારે ॥ ૩૭ ॥ સમજ્યા છતાં અસત્ય બોલ્યો, તેથી પહેલો ગળીયો; ભીમ કહે છે વાહવાહ વીરા, સઘળો સંદેહ ટળીયો ॥ ॥ ૩૮ ॥ પછી પાછું સ્નાન કરીને, આગળ ચાલ્યા એહ; એવે સમે અરજુનજીની, ગળવા લાગી દેહ ॥ ૩૯ ॥ વળણ ॥ દેહ ગળવા લાગી તહીં, અરજુનજીની સાર; વ્યાસ વલ્લભ વાણી વદે, હીમાલય વિસ્તાર ॥

---

## કડવું ૩૪.

### રાગ ચોપાઇનો.

બોલ્યા જયમુની મુખવાણી, રાજા સાંભળ ઉલટ આણી; ધનંજે જેણે ધરીયું નામ, પોતે ગળવા લાગ્યો તે ઠામ ॥ ૧ ॥ ધીરે ધીરે ગળી ગયો દેહ, ભીમ પુછવા લાગ્યો તેહ; આ તો અરજુન ગળીયો શાથી મહા બળવંત રણનો હાથી ॥ ૨ ॥ ત્યારે બોલ્યા યુધિષ્ટિર રાય, એની મ્હોટી ભુલ કહેવાય; બધા વિશ્વતણા જે ધણી, ભુજ નરને નહોતી તે તણી ॥ ૩ ॥ પ્રભુ પાસે રથ હકાવ્યો, એના મનમાં વિચાર નાવ્યો; નવ જાણ્યા વિશ્વના પતી, એણે બનાવ્યા સારથી ॥ ૪ ॥ દીધું દાસત્વનું કામ, તેથી વહેલો ગળ્યો આ ઠામ, એમ સંદેહ નાંખ્યો ભાગી, પછી સ્નાનતણી ચટ લાગી ॥ ૫ ॥ સ્નાન કરી આગળ ડગ ભરીયું, એવે શરીર ભીમનું ઠરીયું; જાણ્યું વરકોદરે મન એમ, હવે નહીં રહું કુશળ ક્ષેમ ॥ ૬ ॥ હવે શાથી હું ગળવા બેઠો, પ્રશ્ન પુછવામાં જીવ પેઠો; ગળતાં ગળતાં બોલ્યો મુખ ભેમ, ભાઇ ગળવા લાગ્યો હું કેમ ॥ ૭ ॥ ટાળો સંદેહ ઝટપટ વીર, જાવા બેઠું મહારૂં શરીર; તવ બોલ્યા યુધિષ્ટિર રાય, તું તો ભોળો ભક્ત ગણાય ॥ ૮ ॥ પણ કોઇ વેળા ચઢે તાન ત્યારે ન રહેતુ બોલ્યાનું ભાન; હોય શીવ વિષ્ણુ બ્રહ્માય, હોય યોગીમુનિ રૂશીરાય ॥ ૯ ॥ તેનું અપમાન કરતો મુખ, કોપ ચઢે તો દે તો દુઃખ; પછી મનમાં તો દયા ખરી, પણ તે વેળા કરી દે પરી ॥ ૧૦ ॥ માટે વહેલો ગળે છે, વીર, હવે સમરો શામ શરીર; એમ કહેતામાં ભીમ બળીયો, જોતા જોતામાં ઓગળીયો ॥ ૧૧ ॥ બોલી દ્રુપતી સતી વિચારી, હવે દેહ ગળવાની મહારી; શાથી ગળીશ પુછી જોઉં, મહારા મનનો સંદેહ ખોઉં ॥ ૧૨ ॥ કહો સ્વામી હું ગળીશ કેમ, મારા મનનો

ટાળો વહેમ; બોલ્યા ધરમ સાંભળ નારી, ઘણી પ્રીતી પારથમાં તારી ॥ ૧૩ ॥ પાંચ પતીમાં વહાલો એહ; શમ વિશમનો દોષ તેહ; માટે તું ગળવાની નારી, ટળ્યો સંદેહ દ્રુપતીનો ભારી ॥ ૧૪ ॥ ખટ ડગ આગળ જાય ગળવા લાગી સતીની કાય; ગળી ગઇ સબરસની તોલે, ધરમ રાજા રામ રામ બોલે ॥ ૧૫ ॥ પેડા ધર્મ સરોવર માંય, ગળવા લાગી આંગળી ત્યાંય; ટચલીનું ટેરવું ગળીયું, બીજું શરીર રૂપમાં વળીયું ॥ ॥ ૧૬ ॥ સારી સ્વચ્છ થઇ ગઇ દેહ, પોતે વાત વિચારી તેહ; ગળ્યું ટેરવું તે મેં જાણ્યું, દ્રોણ સામુ જુઠાણું તાણ્યું ॥ ૧૭ ॥ ગુરૂના સુત અશ્વસ્થામા, મુઆ ત્યારે અમે ગયા સામા; મને દ્રોણે પુછી વાત, કોણ મરણ પામ્યું સાક્ષાત ॥ ૧૮ ॥ હું તો જાણતો હતો મનમાં, હાથી મુઓ તે મહારા તનમાં; તોહે નરો વા કુંજો વા બોલ્યો, જાણ્યા છતાં ન પડદો ખોલ્યો ॥ ૧૯ ॥ એટલું રાખ્યું પેટમાં પાપ, આવી પડયો તો સૌનો સંતાપ; તેનું ફળ મળ્યું મને આજ, ગળ્યું ટોચડું સમજ્યા મહારાજ ॥ ૨૦ ॥ એવી ધારણા ધારી ધરમે, ગયું ટોચડું મહારે કરમે; પછી સરોવરમાં કર્યું સ્નાન, ભાવે ભજ્યા શ્રી ભગવાન ॥ ૨૧ ॥ પછી ગયા સામી તીર, ગભરાયા ગુણ ગંભીર; હવે પરવતપર ચઢવાનું, ત્યાંથી કયાં ઉતરી પડવાનું ॥ ૨૨ ॥ એમ વિમાસે છે અપાર, કોઇ પંથ ન સુજે લગાર; પછી મનમાં ધારયું એમ, જઇશું જેમ જવાશે તેમ ॥ ૨૩ ॥ એમ ધારીને પંથે પળીયા, સમરે સુંદીર સામળીયા; જાતાં જાતાં આવ્યા ત્રણ પંથ, તવ ગભરાયા અત્યંત ॥ ૨૪ ॥ મહારે કીયે મારગ જાવું, ભગવાનના ભેગું થાવું; એક મારગ કૈલાશ જાય, બીજો બ્રહ્મપુરી નહીં પળાય ॥ ૨૫ ॥ ત્રીજો મારગ વૈકુંઠ કેરો, જેને જમ નવ ઘાલે ઘેરો; ત્રણમાંથી કયે પંથ પળવું, મ્હારે વિશ્વપતીને મળવું ॥ ૨૬ ॥ એવે કૈલાશથી શીવદુત આવ્યા, તેડવા સતી સુત; કહ્યું ધર્મને જોડી હાથ, ચાલો તેડાવે ભોળાનાથ ॥ ૨૭ ॥ બોલ્યા યુધિષ્ઠિર વાત સુણી, શીવ છે સહ તમો ગુણી; માટે હું નહીં આવું ત્યાંય, મહારે જાવું છે વૈકુંઠ માંય ॥ ॥ ૨૮ ॥ કહી શીવ દુત પાછા વળ્યા, તવ બ્રહ્માતણા દુત ભાળ્યા, કહ્યું બ્રહ્માના દુતે આવી, ચાલો બ્રહ્મા લે છે તેડાવી ॥ ૨૯ ॥ તવ બોલ્યા ધર્મ ભુપાળ, એ તો રજોગુણી સદાકાળ; માટે બ્રહ્મપુરી નહીં આવું, મ્હારે વૈકુંઠ વિશે જાવું ॥ ૩૦ ॥ એમ કહી પાછા વાળ્યા જ્યારે, આવ્યા

વિષ્ણુતણા દુત ત્યારે; નેક્યા ધર્મ રાજાને હાથ, આલો તેડે છે વૈકુંઠનાથ ॥ ૩૧ ॥ એવે યમપુરીથી રાય ધર્મ, આવ્યા તેડવા આનંદ પર્મ; ચાલો યુધિષ્ટિર મમ બાળ, પહેલા તાતની લ્યો સંભાળ ॥ ૩૨ ॥ પછી વૈકુન્ઠ જાશું લેઇ, કાઢો આ દુતને શીખ દેઇ; બોલ્યા યુધિષ્ટિર જોડી હાથ, પહેલા નીરખુ વૈકુંઠ નાથ ॥ ૩૩ ॥ તે પછી બીજી બધી વાત, ત્યાં હું જરૂર આવીશ તાત; એવું કહીને પાછા વાળ્યા, વીષ્ણુ દુતને પ્રેમે ભાળ્યા ॥ ૩૪ ॥ પછી બીરાજ્યા વૈમાન, ગયા વૈકુંઠ જ્યાં ભગવાન; મહા શોભીતું સુંદીર ધામ, તેમાં બીરાજેલા ઘનશામ ॥ ૩૫ ॥ મુક્યું ચરણમાં જઇ શીશ, તવ ઉભા થયા જગદીશ; આવો આવો રે રાજા ધર્મ; તમો ભક્ત અમારા પર્મ ॥ ૩૬ ॥ કહી આલીંગન દીધું સ્વામી, ઘણું રીજ્યા ગરૂડ ગામી; તવ વૈકુંઠવાશી સર્વ, બધા ભક્તના ઉતર્યા ગર્વ ॥ ૩૭ ॥ આપણાથી શ્રેષ્ટ આ ભગત, જીતી આવ્યા માયાવી જગત; પછી બોલ્યા અંતરયામી, રહો ચત્રુભુજ રૂપ પામી ॥ ૩૮ ॥ તવ કહી યુધિષ્ટિરે વાત ક્યાં છે દ્રુપતી ને મમ ભ્રાત; તવ રીજેલા શામ શરીર, બોલાવી દ્રુપતી ચાર વીર ॥ વળણ ॥ ચાર બંધુને પ્રેમદા, તેડ્યાં ધરમની પાસ; ચતરૂભુજ રૂપ તેહ છે, વદતા વલ્લભ વ્યાસ ॥

---

## કડવું ૩૫.

### રાગ સાખીની ચાલ.

જયમુની રૂશી એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, મોક્ષ મારગ કથાય ॥ ૧ ॥ ચાર બંધુ ને પ્રેમદા દીઠી, ખુશી થયા રાય ધર્મ; બોરે પ્રભુ આપને સરણે, સઉ જીવને સુખ પર્મ ॥ ૨ ॥ મમ માત સાથે બંધાયો છું, ધર્મપુરી જાવું; પ્રભુ કહે ભક્તને વશ હું છું, ચાલો તમ સંગ આવું ॥ ૩ ॥ એમ કહીને તત્પર થયાં, પાંચ બંધુ એક નાર; છએ સેવકોની સાથે, નીકળ્યા જુગદાધાર ॥ ૪ ॥ ધર્મપુરીમાં પ્રેમે પધાર્યા, ધરમે દીધા આસન; મમ સુત તુજ સંગ પ્રભુજી આવ્યા, મુને કર્યો પાવન ॥ ૫ ॥ ધન્ય તારી કરણી પાર ઉતરણી, વરણી ન જાયે વાતો; યુધિષ્ટિર કહે પીતાજી મહારા, કયાં કૌરવ મમ ભ્રાતો ॥ ૬ ॥ ધર્મ કહે તું આ શું બોલે, કોરવ ભ્રાતો કેના; અત્યાણ કેટી દુઃખ દીધેલું. એ તે સંબંધી શેના ॥ ૭ ॥ હણવાના કીધાં

હુલામા, તમને એણે બહુવાર; શીદ સિદ્ધને રાજ પાઠ લીધું, લેવી ધા-
રી સતી નાર ॥ ૮ ॥ તમ દેહપર દારૂણ દુઃખ દીધું, તેની સાથે શી સ
ગાઈ; રત્ન સરીખા પુત્રો માર્યા, મરતા કરી ઠગાઈ ॥ ૯ ॥ એવા અસુ-
રીનું મુખ ન જોવું, ઓ રે યુધિષ્ઠિર રાય; ધર્મનાણાં એવાં વેણ સુણી,
બોલ્યા પડીને પાય ॥ ૧૦ ॥ યુધીષ્ટિર કહે સમજ્યો હું તો, તમે કહી
ખરી વાત; ગમે તો ગમે તેવા ગણું, એ તો મહારા ભ્રાત ॥ ૧૧ ॥ સારો
નરતો પણ મમ બંધુ, દેખાડો એમના મુખ; એ વાતનું મહારા મન
વિષે, રમી રહ્યું છે દુઃખ ॥ ૧૨ ॥ સુખજ દે તે સાચો શત્રુ, દુઃખ દેતે
મમ વીર; સુખમાં સાંભરે સુંદરી શોભી, દુઃખમાં શામ શરીર ॥ ૧૩ ॥
પ્રભુ સંભારે ભવ જગ તરીયે. નારીથી લક્ષ ચોરાશી; દુઃખ તણા દેહ
પડે ભોગવવા, માયાની માઠી ફાંસી ॥ ૧૪ ॥ માટે એ ભ્રાતોએ વન ક-
હાડ્યાતા, વહાલા લાગ્યા વનમાળી; જ્ઞાની બ્રહ્મરૂપ ભેગા થયા તો, લક્ષ
ચોરાશી ટાળી ॥ ૧૫ ॥ માટે એ બંધુઓ તોલે, નાવે બીજું કોઈ; આ
પણે દુઃખે દાઝા છે તે, સઘળાં દીઠાં જોઈ ॥ ૧૬ ॥ દુઃખે દાઝીને સુખ
આપે, તે સુખમાં સહુ હલે, પંચ વિષયના ભોગો ભોગવે, ભગવત ભ-
જન ભુલે ॥ ૧૭ ॥ વૈભોગમાં ભગવત ભુલાવે, સગાંને વહાલાં સર્વ;
જ્યારે સગાં સુખ આપે ત્યારે, પેસે ઘરમાંનો ગર્વ ॥ ૧૮ ॥ આ મહારાં
સગાં આ મહારા ઘરના, જીવને ચઢે અભીમાન; એ અભીમાને મરે મા-
યામાં, સાંભરે નહીં ભગવાન ॥ ૧૯ ॥ તેથી તે જીવ મોક્ષ ન પામે, ભો-
ગવે લક્ષ ચોરાશી; જો દુઃખ દેનારા હોય સગાં તો, સાંભરે શ્રી અવિના-
શી ॥ ૨૦ ॥ તેથી પાપ નીવારણ થાયે, જાયે ચોરાશીનો ફેરો; છેવટ પા
મે પ્રભુના પદને, ન ચાલે યમદુત ઘેરો ॥ ૨૧ ॥ આવાગમનનું જે સુખ
દુઃખ તે, સગાં બંધાવે હોયારે; કૌરવ બંધુ મને દુઃખ દેઈ, પ્રભુમાં જીવ
જોડાવે ॥ ૨૨ ॥ હું એમનો ઉપકાર માનું છું, ઝટપટ ભગા કરો; તવ
પ્રભુ કહે એમના બારું, દેખાડી દુઃખ પરહરો ॥ ૨૩ ॥ તવ યુધિષ્ઠિરને
તેડીને, ચાલ્યા ધરમરાય; નર્કતણા કુન્ડો છે જે સ્થળે, પાપી જીવ બહુ
ત્યાંય ॥ ૨૪ ॥ છે એક કુન્ડમાં કૌરવ લોકો, જોડે એવા દુરાચારી તે કુ-
ન્ડ પાસે તેડી લાવ્યા, યમપુરીના ભોગદારી ॥ ૨૫ ॥ યમરાજા કહે આ
કુન્ડ વિશે, કૌરવ કેરો સાથ, શેન્યા કારભારીને સીત્રો, શકુનીને સો ભ્રા
ત ॥ ૨૬ ॥ ધરમ ધરીને ગયા જોવા, મનસુબા મનમાં કરતા; કીનાના

પર જઇ જોવા લાગ્યા, બહુ દુઃખી જીવ ફરતા ॥ ૨૭ ॥ અનંત તરેહની પીડાયો પામે, મળ મુત્રોમાં રહીને; કર્યાં કર્મનાં ફળ ભોગવેછે, કયાં દુખ રડે જઇને ॥ ૨૮ ॥ તે કુન્ડમાં એક તરે તરખલું, વળગ્યા તેને જીવ ઘણા; તેના ભેગો દુર્યોધન છે, નહીં તેને કષ્ટીમાં મણા ॥ ૨૯ ॥ યમરાજા કહે એ યુધિષ્ટિર, પેલુ તરખલુ તરે; તેને બહુ જીવ બાઝ્યા તેમાં જુઓ એક જીવ ફરે ॥ ૩૦ ॥ તેજ તમારો મ્હોટો બંધુ, હસ્તીનાપુરનો રાય; તવ તે જીવે સાંભળ્યું કાને, દીઠા ધરમને ત્યાંય ॥ ૩૧ ॥ તેથી તે સરમાઇ ગયો ને, કુન્ડમાં ડુબકી મારી; તવ યમરાયે ઉપર બોલાવ્યો, તે આવ્યો દેહ ધારી ॥ ૩૨ ॥ દેહ ધરી દુર્યોધન ઉભો, બોલ્યા યુધિષ્ટિર રાય; આવ અલ્યા ભાઇ બહાર કહાડું, નર્ક નિવારણ થાય ॥ ૩૩ ॥ શું કરવા કષ્ટી ભોગવે છે, કયાં લગી દુઃખ વેઠાશે; આવ્ય હું ઝાલું હાથ તારો, તવ તુજ પાતક જાશે ॥ ૩૪ ॥ તેં મુજને ઘણા અવગુણ કીધા, પણ મુજ મનને નથી, ભુડું તાકે ને હું ભલું તાકું, જેમ મ ।। તેમ ગતી ॥ ૩૫ ॥ એટલે દુર્યોધન એમ બોલ્યો, એરે ધરમરાય; તમારે હાથે બહાર ન આવું, કોટી યુગ વહી જાય ॥ ૩૬ ॥ નાના વીરના નર વેઠું, કોટીક દુઃખી થઉં; પણ શત્રુનો હાથ ઝાલી, કુન્ડની બહાર ન આવું ॥ ૩૭ ॥ ધરમ કહે કહ્યું માની, નીકળ વીરા બહાર; દુર્યોધન કહે જા તુજ સાથે, બોલીશ નહીં લગાર ॥ ૩૮ ॥ આઘેથી સાંભળ્યું પ્રભુએ હસવા લાગ્યા છેક; કોટાણુ કોટી દુઃખ થયો પણ, મુકતો નથી ટેક ॥ ॥ ૩૯ ॥ શાબાસ છે ખરો ટેક એનો, હું જઇ નર્ક નીવારૂં; એની સાથે સહુ જીવ તરશે, એ વળશે અંધારૂ ॥ ૪૦ ॥ પણ એનો ટેક જોઇને હું તો, ખુશી થયો અપાર; ભલે સરવે વૈકુંઠ આવે, જાણ્યું જુગદાધાર ॥ ॥ ૪૧ ॥ ચતુરભુજ ભગવાન પોતે, આવ્યા કુન્ડ કીનારે; ખડ ખડ ખડ ખડ હસવા લાગ્યા, ધરમ બોલ્યા ત્યારે ॥ ૪૨ ॥ એ મહારાજા આપ શું હશીયા, તવ સામળીઓ બોલે; આખા વિશ્વમાં ટેક ન જોયો, દુર્યોધનની તોલે ॥ ૪૩ ॥ એના ટેકથી હું રીઝ્યો છું, કહો તો નર્ક નીવારૂં; યુધિષ્ટિર કહે ભલે મહારાજ, હરખે હૈયું મહારૂં ॥ ૪૪ ॥ કુન્ડ ઉપર શ્રી કૃષ્ણ આવ્યા, બોલ્યા હસ્તે વદન; શાબાસ રે ભાઇ ટેક તહારો, ગાન્ધારીના તન ॥ ૪૫ ॥ વળણ ॥ ધન્ય છે તહારા ટેકને; ગાન્ધારીના તન; વ્યાસ વલ્લભ વાણી વદે, રીઝ્યા જુગજીવન ॥

## કડવું ૩૬.

### રાગ ધનાશ્રી.

જયમુની રૂશી એણીપેરે બોલ્યા, સુણ જનમેજે રાય; વિસ્તારી તુજને સંભળાવું, પાપીની પાવન કથાય ॥ ૧ ॥ અંતરયામી ગરૂડાગામી, રીજ્યા અપરમપાર; દુર્યોધનની પ્રત્યે બોલ્યા, પોતે યુગદાધાર ॥ ૨ ॥ ધન્ય ટેક તહારો જીવ અમારો, હરખ પામ્યો આ દીશે, ટેકમાં ટેક મેં તહારો જોયો, આખા વિશ્વને વિશે ॥ ૩ ॥ ટેક જોઇ ત્રસમાન થયો છું, હવે ન બોલીશ આડું; જો મન માનતું હોય તહારૂં તો, હું મહારે હાથે કહાડું ॥ ૪ ॥ દુર્યોધન કહે હો મહારાજા, તમથી હું આવું બહાર; પણ મહારો હાથ ઝાલીને કહાડો, ઓરે દેવ મોરાર ॥ ૫ ॥ તવ પ્રભુએ લાંબો પગ કીધો, હરખ્યો કૌરવનો નાથ; પોતે ખુશી થઇને બાજ્યો, ગ્રહ્યો પ્રભુનો હાથ ॥ ૬ ॥ હાથ ઝાલી દુર્યોધન બોલ્યો, કુન્ડના જીવોને કાજ; નર્ક નીવારણ થાય સહુનું, મુજ પગ પકડો આજ ॥ ૭ ॥ એટલે નરકના સહુ જીવો, વળગ્યા દુષ્ટને ચરણ; પ્રભુ પ્રતાપે બહાર આવ્યા, થયા હરીને શરણ ॥ ૮ ॥ પાપતણાં રણ ચહેલાં તે, રણછોડે રણ છોડયાં; પ્રભુ સ્પર્શથી અનેક જન્મનાં, બંધન હરીએ તોડયાં ॥ ૯ ॥ પછી પોતાથી અળગાં રાખી, કીધી ટેકની બુજ; નરકી જીવોનું નર્ક નીવારી, બનાવ્યા ચત્રુભુજ ॥ ૧૦ ॥ સાલોક્ય મુક્તિ આપી એઓને, પુરણ કૃપા કામ કીધું; તે પછી રાજા યુધિષ્ટિરને, હરીએ આલીંગન દીધું ॥ ॥ ૧૧ ॥ તવ ચત્રુભુજ સ્વરૂપ પામ્યા, પોતે યુધીષ્ટિર રાય; સમીપ મુક્તિ એમને આપી, સદા રહે સેવા માંય ॥ ૧૨ ॥ એવું સર્વને સુખ કરીને, ચાલ્યા વૈકુંઠ લેઈ; આનંદ ઓચ્છવ થાય અતીશે, સર્વ પ્રભુના સ્નેહી ॥ ૧૩ ॥ જેનેને તેને વિઠલ વહાલા, વરતે જય જયકાર; કમળાપતીને વૈકુંઠવાશી નીરખે વારંવાર ॥ ૧૪ ॥ વૈકુંઠના જીવ વૈભોગ લે છે, દરસનનો અપાર; અંવર વૈભોગ કોઇ ન ચાહે, દેખે દુસ્તર સંસાર ॥ ૧૫ ॥ ત્રીતાપ નહીં કોઇના તન વિશે, નહીં કામ ક્રોધ કે લોભ; આનંદ આનંદ અતીશે આનંદ, કોઇને નહીં કાંઇ ક્ષોભ ॥ ૧૬ ॥ ક્ષુધા પીપાશા નિદ્રા નં પીડે. ભય મૈથુન કોણ માત્ર; પ્રભુ ચરણનો પ્રતાપ એવો સુજ્ઞ જ્ઞાની ને સુપાત્ર ॥ ૧૭ ॥ સમા સમાના ભોગ થાયે, ગાયે વૈષ્ણવ

गीत; अवर वस्तु प्रिय न लागे, हरीना चरणुमां चित्त ॥ १८ ॥ अबील गुलाल चंदन पुष्पो, उछळे छे हरनीश; कीरतन ओच्छव चाल्या करे छे, रीझवे सा जगदीश ॥ १९ ॥ स्वर्गनुं सुख तुच्छ सरखुं, वैकुंठ वैभोग सामे; अवर आनंद कांई न गमे, पुर्ण पदारथ पामे ॥ ॥ २० ॥ नीरखवाथी पाप नाश पामे, पाय पडे पुन्य थाय; समरणुथी सरवे भय भागे, आवागमन वळी जाय ॥ २१ ॥ एवो अमुल्य अवसर सहुने, वैकुंठ विशे सदा; पाप न सांभरे, स्वप्ना विषे, कुबुध्य न थाय कदा ॥ २२ ॥ वैकुन्ठ सुख सदा काळ एवुं, भक्त जनो ते जाणे; नास्तीक जन अज्ञाने भरेला, उरमां सत्य न आणे ॥ २३ ॥ स्वर्गारोहीणीनी कही कथा, सुण जनमेजे राय; सांभळीने जे श्रद्धा राखे, ते जनने फळ थाय ॥ २४ ॥ च्यापननुं नीवार्युं, नारायणे करी दया; ते साथे अज्ञानी जीवो, ते पण वैकुंठ गया ॥ २५ ॥ ए रीते अधरमी जीवो, सधरमी थई जाय; कथा सुणीने समरण करे, तो फळ पुरण थाय ॥ २६ ॥ हरी समरण श्रेष्ठ सरवथी, समरे ते सुख पामे; साचा हृतथी श्रद्धा राखे, लक्ष चोराशी वामे ॥ २७ ॥ प्रभुने चरणे सदा सरणे, रहा सतीना सुत; वैकुंड विषे स्वप्ने न आवे, यमपुरीना दुत ॥ २८ ॥ श्रोता वक्ता सांभळ्युं कर्युं. पुरण हुवा मन कोड; श्रद्धा राखी ते सहु बोलो, जय जय श्री रणछोड ॥ २९ ॥ वाणी ॥ जय जय रणछोडरायनी, बोलो सहु हरीजन; व्यास वल्लभ वाणी वदे, जयजय जुगजीवन,



## જાહેર ખબર.

# મહાભારતની કથા.

## અઢાર પર્વ સાથે.

વ્યાસજી વલ્લભરામ સુરજરામની બનાવેલી

| | |
|---|---|
| મોટી ઓચ્છવ પદમાળા.... | ૧—[illegible]—[illegible] |
| ભક્ત શીરોમણી. .... | ૦—૪—૦ |
| ભારત અઢારે પરવ સાથે.... | [illegible]—૧—[illegible] |
| મચ્છવેદની કથા.... | ૦—૮—૦ |
| અભીમન્યુનો ચક્રાવો. | [illegible] |
| સુધનવા આખ્યાન | [illegible] |
| સ્વર્ગારોહિણી | [illegible] |
| સુરેખા હરણ | [illegible] |
| કૃષ્ણ અર્જુન માટું ... | [illegible] |
| રામાયણ .... | ૦—[illegible]—[illegible] |
| ગીરધર કૃત રામાયણ ... | ૦—૮—૦ |
| પાંડવા અશ્વમેધ .... | ૦—૧૨—૦ |
| દ્વાદશ ભાગવત .... | ૦—૧૨—૦ |
| ભારત હરદાસ કૃત .... | ૧—૮—૦ |
| ભાગવત દશમસ્કંધ પુરનાનંદ ઉતરાર્ધ .... | ૨—૦—૦ |

અમારી દુકાને તમામ જાતનાં પુસ્તકો મળશે.

ઠેકાણું } બુકસેલર લલુભાઈ [illegible]
અમદાવાદ-માણેકચોક }

• નોટપેડ કાગળ લેવામાં આવશે નહી. •

ટપાલ ખરચ જુદું પડશે.